# ઘરનો હકીમ

અથવા

# વૈદક સંગ્રહ.

આ લઘુ પુસ્તક વૈદ્ય પ્રેમચંદ લવજીએ લોક કલ્યાણઅર્થે બનાવી છપાવી પ્રસિદ્ધ કર્યું છે.

લીંબડી.

વઢવાણ કેમ્પ—શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ.

તથા

ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ.

ઘી કાંટા—અમદાવાદ.

ઈ. સ. ૧૯૦૫—સંવત ૧૯૬૧

આવૃતી પહેલી. પ્રત ૧૦૦૦



**કીમત.**

પાકા પુંઠાની રૂ. ૧—૦—૦

કાચા પુંઠાની રૂ. ૦—૧૨—૦

# ઘરનો હકીમ

અથવા

# વૈદક સંગ્રહ

આ લઘુ પુસ્તક વૈદ્ય પ્રેમચંદ લવજીએ લોક
કલ્યાણઅર્થે બનાવી છપાવી પ્રસિદ્ધ કર્યું છે.
લીંબડી

છપાવ્યું ઠેકાણું—શ્રી સત્યવિજય પ્રીન્ટીંગ પ્રેસ.
તથા
ચંદ્રપ્રકાશ પ્રીન્ટીંગ પ્રેસ.
ઘી કાંટા—અમદાવાદ.

ઈ. સ. ૧૯૦૫—સંવત ૧૯૬૧

**આવૃતી પહેલી.** **પ્રત ૧૦૦૦**



**કીમત.**

પાકા પુંઠાની રૂ. ૧—૦—૦

કાચા પુંઠાની રૂ. ૦—૧૨—૦

# અર્પણ પત્રિકા.

પરોપકારી, માનવંતા, રાજ્યમાન રાજેશ્રી.

મોહનલાલ જીવણલાલ, બૅરીસ્ટર એટ-લા અને

કારભારી સાહેબની પવિત્ર શેવામાં.

મુ. અંજાણા.

અંતઃકરણ પૂર્વક મારૂં બંધુત્વ ભાવે શ્રેય ઇચ્છી તન, મનથી

ધનની સાહાતા આપી, તથા વિદ્યાને ઉત્તેજન આપ-

વાને આપની ઉદાર બુદ્ધિથી નીરંતર ઉત્કંઠિત

છે. અને આપ જ્ઞાતિ બંધુને નિરંતર

આવી સાહાતા આપો છો. એવા

સબળ કારણોથી દોરાઈ

આપ સરખા યોગ્ય

પાત્રને આ લઘુ

ગ્રંથ માન પૂ-

ર્વક અર્પણ

કરૂં છું.

હું છું

આપનો સેવક.

વૈદ્ય પ્રેમચંદ લવજી મુ.

# પ્રસ્તાવના.

આવા સુધરતા જતા વખતમાં મનુષ્ય કલ્યાણ અર્થે માણુસના મનમાં અનેક જય તરંગ ઉઠે છે. પણ શરીર સંરક્ષણ સબંધી વૈદિકતત્વ એ અગત્યનું પ્રથમ કર્તવ્ય છે, તે હેતુ પૂર્ણ કરવાની ખાતર આ લઘુ પુસ્તક રચવામાં આવ્યું છે.

હાલના વખતમાં વૈદકના ગ્રંથો છપાય છે, પણ તે ઘણા મોટા તેમજ કીમંતમાં વધારે હોવાથી લોકો તેનો લાભ લઈ શકતા નથી. તેથી લોક કલ્યાણ અર્થે આ લઘુપુસ્તક રચવામાં આવ્યું છે.

મોટા શહેરોમાં વૈદ અગર ડાક્તરની મદદ મળી શકે, પણ ગામડાંમાં તો મદદ મળવી કારમી મુશ્કેલ થઇ પડે છે. વળી હાલમાં ગરીબાઈ વધવાથી ગામડાના લોકો વૈદિક મદદ મેળવવાને અશકત હોય છે તેથી આ પુસ્તક ગામડાના લોકોને ઘણુંજ ઉપયોગી થસે. કેમકે પુસ્તકની અંદર દરેક દરદનું લક્ષણ, કારણ અને પછી તેની દવાઓ દાખલ કરી છે, ને તે ઘણી ખરી દેશી દવાઓ થોડી કીમતે મળી શકે, ને લોકો તેનો લાભ લઇ શકે તેવીજ અનુભવ કરી લખવામાં આવી છે.

માણુસના શરીરમાં અનેક તરેહના રોગો જોવામાં આવે છે જેમાંના ઘણા રોગો ઔષધથી સારા થાય છે. ને કેટલાક રોગો શસ્ત્ર કીયાથી સારા થાય છે. જે રોગો ઔષધને લાયક હોય છે તેના પર શસ્ત્ર કીયા બીલકુલ લાગુ કરવામાં આવતી નથી. તેથી રોગને મટાડવાના સાધન તરીકે ઔષધની વિશેષ જરૂર જણાએલી છે.

સદરહુ પુસ્તક રચવામાં કેટલાક દેશી ગ્રંથોની મદદ લીધી છે. તેમજ કેટલીક હકીકત મારા વૈદકના ધંધાના ઘણા વરસના અનુભવને લઇને આપવામાં આવી છે.

રોગનો વિષય જોવામાં અગવડ ન પડે તેટલા સારૂ રોગોને અક્ષરવાર ગોઠવવામાં આવેલ છે અને અનુક્રમણીકા પણ આપેલ છે.

સદરહુ પુસ્તક રચવામાં મારો પ્રથમ પ્રયાસ છે જેથી કાંઈ હસ્ત દોષ હોયતો વાંચનાર દરગુજર કરશે. તેમજ હું કાંઈ વિદ્વાન નથી, જેથી વૈદક શાસ્ત્રના અનુભવી વિદ્વાન પુરૂષોને કોઈ ઠેકાણે દોષ અથવા મુદાની બાબતમાં અપૂર્ણતા ભાસેતો તેમણે નિષપક્ષપાતપણે મને સૂચના આપવા કૃપા કરશો.

કર્તા

# ઘરનો હકીમ

અથવા

# વૈદક સંગ્રહ.

---

## વ્યાધી.

### ( DYSPEPSIA ) અજીર્ણ ( પાચન કીયાનું દરદ ).

આ ઘણુંજ હલકું તેમજ એક મહામારત દરદ છે. આ દરદને લઇને અનાજનું પુરેપુરૂં પાચન થતું નથી. પેટ ચડેલું માલમ પડે છે. ઝાડો સાફ આવતો નથી. મોળ ઉછાળો અથવા કોઇ વખત ઉલટી થાયછે. કોઇ વખતે એથી સખત ચીન્હ જણાયછે. અતિશય ઉલટી અથવા ઝાડો થાય અગર પેટ કબજ રહેછે. ગળામા, પેટમાં અને છાતીમાં બળેછે. માથું ચડી આવેછે, અને મોંઢામાંથી પાણી છુટે છે. ભૂખ લાગતી નથી. અન્ન ઉપર રૂચી થતી નથી. ઉંઘ બરાબર આવતી નથી. પેટમાં વાયુ ગુડુડ ગુડુડ બોલેછે, તથા મળદ્વારથી દુર્ગંધી પવન છુટે છે. વિગેરે અનેક જાતની વિકૃતિ રહેછે.

એક એવા પ્રકારનું અજીર્ણ થાયછે કે તેમાં ભૂખની શાંતિ થતી નથી. ખાધું હોય તોપણ પાછી ભૂખની ભૂખ આદમી ધરાયજ નહીં તેને સંસ્કૃતમાં "ભસ્મક રોગ" કહેછે.

**ઉપાય— ના. ૧ રાજવટીની ગોળીઓ.**

| | | | |
|---|---|---|---|
| સંચળ | રૂ. ૧ | એક ભાર. | આ સર્વ દવા ખાંડી ચાળી તેમાં ચણાનો ખાર તથા લીંબુનો રસ નાંખી બોર જેવડી ગોળી વાળવી. |
| સીંધાલુણ | રૂ. ૧ | એક ભાર. | |
| લીંડીપીપર | રૂ. ૧ | એક ભાર. | |
| સુંઠ | રૂ. ૪ | ચાર ભાર. | |

**માત્રા— ૧થી ત્રણ ગોળી આપવી.**

## ના. ૨ વડવાનલ ચૂર્ણ—

| | | | | |
|---|---|---|---|---|
| સીંધાલુણ | ૧ ભાગ | ચવક | ૪ ભાગ | આ સર્વ દવાને ખાંડી લુગડે ચાળીને રાખવી. |
| પીપરીમુળ | ૨ ,, | ચીત્રક | ૫ ,, | |
| લીંડીપીપર | ૩ ,, | સુંઠ | ૬ ,, | |
| | | હીમેજ | ૭ ,, | **માત્રા તોલો ૦। થી** |

**૦।।** સુધી અગ્ની પ્રદીપ્ત કરેછે ને દસ્ત સાફ લાવેછે.

## ના. ૩ સામુદ્રાદિ ચૂર્ણ—

મીઠું, સંચળ, સીંધાલુણ, જવખાર, અજમો, કરડો, લીંડીપીપર, સુઠ, હીંગ તથા વાવડીંગ. } સરખે ભાગે દવા લઇ ખાંડી, ચાળી ચૂરણ કરવું.

**માત્રા તોલો ૦। થી ૦।।** ( ભોજન સમયે આપવાથી અજીર્ણ દૂર થાયછે.

## ના. ૪ ભાસ્કર લવણ ચૂર્ણ—

પીપર, પીપરીમૂળ, ધાણા, કાળીજીરી, સિંધવ, બીડલવણ, તાલીસપત્ર, નાગકેસર આ દરેક આઠ તોલા, સચળ વીશ તોલા, મરી, અજમો ને સુઠ એ દરેક ચાર તોલા, તજ તથા એલચી બબે તોલા, મીઠુ બત્રીસ તોલા, દાડમની છાલ સોલ તોલા, અને અમલવેતસ આઠ તોલા, આ સર્વનુ ચુરણ એકત્ર કરવું પછી છાશ દહીં તથા કાંજી સાથે આપવાથી અગ્નીની વૃદ્ધી થાય છે. **માત્રા તોલો ૦। થી ૦।। સુધી.**

## ના. ૫ વીશ્વાદિ ચૂરણ.

સુંઠ, મરી, પીપર, પાન ને એલચી એ અનુક્રમે વૃદ્ધી પ્રમાણમાં લઇ એકત્ર કરી તેને સરખે ભાગે સાકર નાખી વાપરવું. } **માત્રા તોલો ૦।** તેનાથી ગુલ્મ અરૂચી અને ઉલટી દૂર થાયછે.

## ના. ૬ સમસર્કર ચૂરણ.

| | | |
|---|---|---|
| એલચી | ૧ ભાગ | તેટલીજ સાકર નાંખી ખાવામાં આવે તો જઠરાગ્નીનુ બહુજ ઉદ્દીપન થાયછે. |
| તજ | ૨ ,, | |
| નાગકેસર | ૩ ,, | |
| મરી | ૪ ,, | **માત્રા તોલો ૦। થી ૦।।.** |
| પીપર | ૫ ,, | |
| સુંઠ | ૬ ,, | |

## ના. ૭ લસુનાદિ ચૂર્ણ.

લસણ, જીરૂ, સિંધવ, સંચલ, સુંઠ, મરી, પીપર અને હીંગનું સમભાગ ચૂર્ણ કરી લીંબુના રસમાં ખાવું. ગુલ્મ આદિ વાયુ ઉપર ફાયદો કરે છે.

માત્રા તોલો ૦। થી ૦।।

## ના. ૮ હીંગાષ્ટક ચૂર્ણ.

સેકેલી હીંગ, જીરૂં, મરી, અજમો, પીપર, સિંધવ, સૂંઠ અને શાહજીરૂ સરખે ભાગે લઇ ચૂરણ કરવું.

માત્રા તોલો ૦। ચુંક અજીર્ણ તથા મંદાગ્નિ ઉપર અપાયછે.

ના. ૯ સુંઠ, હીંગ, અને સંચલ અગર સાજીખારનું ચૂર્ણ અજીરણ તથા શૂલનું સમન કરે છે. માત્રા તોલો ૦।

ના. ૧૦ હરડાં, સુંઠ, મરી, પીપર, શુધ કરેલાં ઝેર કોચલા, શુધ ગંધક, અને હીંગ એ સરવેનું સરખે ભાગે ચૂરણ કરવું.

માત્રા બેઆનીથી પાવલી ભાર.

અજીર્ણ તથા મંદાગ્નિ દૂર કરે છે.

ના. ૧૧ કાંટચીયા તથા સુંઠ એકેક તોલો સંચલ તથા સુંઠ અરધો અરધો તોલો તેનું ચૂર્ણ કરી સરગવાના રસમાં ગોલી બોર જેવડી વાલવી તે અજીર્ણ તથા ચુંક અને કરમને લાગુ પડે છે.

માત્રા ગોલી ૧ થી ૪

ના. ૧૨ સંચલ તોલા ૨।।, કાલી દ્રાક્ષ તોલા ૨।। જીરૂ તોલા સાત વરીયાળી તોલા સાત તીખાં તોલો ૧ દાડમનો રસ તોલો ૧ ગોળ તોલા પાંચ વાટી બોર જેવડી ગોળી કરવી.

માત્રા ગોલી ૧ થી ૪

## ના. ૧૩ ગંધક વટી.

સુધ ગંધક ત્રણ ભાગ, સુંઠ, સીંધવ, લસણ, મરી, પીપર સેકેલી હીંગ અને જીરૂ એ બધાં એકેક ભાગ સાથે મેલવી તેની ગોળી વાળવી. માત્રા ૨ થી ૪ વાલ.

ના. ૧૪ હરડેદલ પૈસા ૬ ભાર, સીંધવ પૈસા બે ભાર ચીતરો પૈસા ૩ ભાર તેનું ચૂર્ણ કરવું માત્રા તોલો ૦। થી ૦।।

ના. ૧૫ ચોકું પૈસા ૪ ભાર, હરડે, વાવડીંગ, સંચળ સીંધવ, અજમો, પીપર, જવખાર, સુંઠ અને હીંગ એ સરવે એકેક પૈસા ભાર લેવા ને તેનું ચૂરણ કરવું અતિ અગ્નીને લીધે ભસ્મક રોગ થાય છે. તેના ઉપર ઘી, તેલવાળા પદાર્થો જે પાચન થવાને મુશ્કેલ હોય એવા આપવા. અઘેડાના બી અગર ઉમરાના ઝાડની છાલ વાટી તેની દુધમાં ખીર કરી આપવી. નરણે કોઠે પાકેલાં કેલાં ખવરાવવાથી અગ્ની મંદ પડી જાય છે ને ભસ્મક રોગ દૂર થાય છે. માત્રા તોલો ૦।

## અરૂચી.

અનાજ ખાવાની ઇચ્છા થાય નહીં અગર અનાજ ને દેખીને કંટાલો આવે છે. તેને અરૂચિ કહે છે. આ કાંઇ એક જૂદું દરદ નથી પણ કેટલાં એક દરદની નિસાની છે. અજીરણ, તાવ, કલેજાના અને મગજ વીગેરેના દરદમાં અરૂચી ઉતપન થાય છે. જે કારણને લીધે અરૂચી થઇ હોય તે કારણને અનુસરી ઇલાજ કરવા જોઇએ.

### ઉપાય ના. ૧ તાલી સાદી ચૂર્ણ.

તાલીસપત્ર અને એલચી એકેક તોલો, સુંઠ, તીખાં, વજ બબે તોલા, લીંડીપીપર અને વાસકપુર ચારચાર તોલા તથા સાકર સોલ તોલા એ સરવે ચીજો મીશ્ર કરી ચૂરણ કરવું

માત્રા તોલો ૦। માખણ અથવા ઘી સાથે.

આ ચૂરણ અરૂચી, ખાંસી, દમ અને અજીર્ણમાં પણ ઉપયોગી છે.

ના૨—ત્રિકટુ (સુંઠ, મરી, પીપર) ૪ તોલા

ત્રિજાતક (તજ, તમાલપત્ર એલચી) ચાર તોલા

| | |
|---|---|
| સાકર | ૨૪ તોલા. |
| દાડમ | ૮ તોલા. |

એ સરવે દવાનું ચૂર્ણ કરવું. માત્રા બે આનીથી પાવલી ભાર.

ના. ૩ આમલાં, ચિત્રક, હીમજ, પીપર અને સિંધવ આદવાનું સરખે ભાગે ચૂરણ કરવું તેથી ભૂખ લાગશે, ને દસ્ત સાફ આવશે. માત્રા તોલો ૦।

ના. ૪ વરીયાળી, જીરૂ, તીખાં, દ્રાક્ષ, કોકમ, દાડમ, સંચળ એ સરખે ભાગે લઇ તેની બોર જેવડી ગોળી ગોળમાં વાળવી પછી મોમાં રાખવી.

### ના. ૫ આમળાનો મુરબો પીત નાશક છે.

જે કારણને લીધે ક્ષુધા મંદ પડે છે. તે કારણના ઇલાજ કેવા જોઇએ. પોતાની પ્રકૃતિને માફક આવે એવો ખાટો તીખો, મીઠો ઓસડ, ચટણી, મસાલો, રાઇતું વીગેરે વાપરવાથી મોઢામાં રૂચિ આવે છે. કેટલા એકને દહીં ખાવાથી રૂચિ આવે છે. પિતને લીધે અરૂચિ હોયતો દહીં અથવા છાશ માફક આવે છે સાકર, સુંઠ, મરી, પીપર તથા કોઠાની મજ્જ સાથે ગોળી કરી મોંમા રાખવી. લીંબુ તથા દાડમના સરબતથી રૂચી આવે છે. નારંગી ખાવાથી રૂચી આવે છે. સિવાઇ અજીર્ણના વિભાગમાં જે દવાઓ લખી છે તે પણ લાગુ પડશે.

### ના. ૬ જીરકાદી મોદક.

ત્રિફળા (હરડાં, બેડાં, આમલાં) મોથ, ગલોસત્વ, અભ્રખ ભરમ નાગકેસર, તેજપત્ર, તજ, એલચી, લવીંગ, ધાણા, સુંઠ, પીપર, ખડસલીયો પીતપાપડો, ધોળો વાળો, કાળો વાળો, ચિત્રક એ દરેક એકેક ભાગ અને જીરૂ, ઓગણીશ ભાગ એ સમગ્ર ચીજથી બમણો વજને સાકર લેવી, તે બધાનું બારીક ચૂર્ણ કરવું મધ અગર ઘીની સાથે લાડુ કરવા. આત્રા તોલો ૧

અરૂચી ઉપર જીરકાદી મોદક ઘણું સારૂં કામ કરે છે.

## અતિ આર્તવ ( લોહી વા. )

રતુ હમેશાં ત્રણ ચાર દિવસ સુધી દેખાવું જોઇએ. તેના કરતાં આરોગમાં વધારે દિવસ દેખાય છે, અતિ આર્તવમાં રતુ પાંચ, દશ દીવસ સુધી દેખાયા કરે છે. ને પાછું મહીને આવવું જોઇએ તેને બદલે આડકે દસ દિવસમાં આવીને ઉભું રહે છે, બાદ કેટલીક સ્ત્રીને જોકે ચાર દીવસ રતુ ટકે છે તો પણ તે ચાર દીવસમાં ઘણુંજ લોહી પડે છે. ને લોહીનું એક સરખું પૂર ચાલે છે.

ઘણું લોહી જવાથી શરીર ખાલી પડી જઇ ફીકું થઇ જાય છે. શ્વાસ ચડે છે વખતે ચેથર પણ ચડી આવે છે. ઉલટી થાયછે અગ્નિ મંદ અને ઝાડો કબજ રહે છે. અને મન ઉદાસ રહે છે.

ઉપાય—યોની ઉપર ઠંડા પાણીનું પોતું રાખવું અથવા બરફ યોનીમાં રાખવો. તેથી બંધ ન થાય તો યોનીમાં વીદળી અગર રૂનો ડુચો ભરવો.

**ના. ૧—આંબાની ગોટલીને વાટી ચુરણ કરવું.**

**માત્રા વાલ ૪**

**ના. ૨**—આમળાં તોલો ૦। લઇ બારીક વાટી તેમાં પાણી અરધા ભાર તથા મધ રૂપીઆ એક ભાર નાંખી ચાટી જવું લીલાં આંમળાં હોયતો અરધા ભાર લેવા.

**ના. ૩**—કોહોલાપાક આપવાથી પણ રતુ ઓછું થાય છે ને ગર્ભાશયને સુધારે છે તેમજ પોષ્ટીક છે.

**ના. ૩ રસાંજનાદી ચુર્ણ.**

રસવંતી, ઇંદ્રિજવ, અતિવીષની કળી, કડા છાલ ધાવડીના ફુલ અને સૂઠ એ સરખે ભાગે લઇ ચુર્ણ કરવું. **માત્રા તોલો ૦। થી ૦॥**

**ના. ૪ પુષ્યગંગાધર ચુર્ણ.**

નાગરમોથ, ઇંદરજવ, બેંડુ, સૂઠ, ધાવડીના ફુલ, લોદર, વાળો, બીલા, મોચરસ, કાળીપાટ, કડાછાલ, આંબાની ગોટલી અતિવિષની કળી અને રીસામણી લઇ ચૂર્ણ કરવું. **માત્રા બે આનાથી પા-વલા ભાર.**

**ના. ૫**—રસવંતી, દારૂહળદર, મજીઠ, બોડી, અરડુસો, આ-રંગ એ દરેક રૂા. ૦। ભાર લઇ પાણી શેર ૧॥ મુકી ઉકાળી શેર ૦। રહે ત્યારે ઉતારી સવાર સાંજ બે વખત મધ રૂા. ૦॥ ભાર નાખી પીવું.

**ના. ૬**—તાંદલજાનો રસ રૂા. ૦॥ ભાર સુંઠ તથા આરંમ બન્ને આની ભાર માંહે નાંખી એક વખતમાં સવારમાં પાણી સાથે આપવું.

**ના. ૭**—અગર, કરીયાતુ, સાકરનું ચૂર્ણ કરવું (સરખે ભાગે) **માત્રા તોલો ૦। થી ૦॥**

**ના. ૮**—હરડે આમળા ને જીરનું સરખે ભાગે ચૂર્ણ કરવું. **માત્રા તોલો ૦।.**

**ના. ૯**—વરીયાળી, એલચી ને નાગકેસરનું સરખે ભાગે ચુર્ણ કરવું. **માત્રા તોલો ૦।.**

ના. ૧૦— આમળાં, ગોખરૂ ને સતાનું સરખે ભાગે ચુર્ણ કરવું. માત્રા તોલો ૦ાા ઘીમાં આપવું.

ના. ૧૧— આસોપાલવના પાનનો રસ રૂ ૧ એકભાર અઘાડાના ખારની રાખ તોલો ૧, એલચી વાલ બે. મીલાવી સવાર, સાંજ લઇને બે વખત પાણીસાથે પાઇદેવું.

ના. ૧૨— હીરાદખણ, લોદર, ગોખરો એ દરેક અકેક તોલો સાકર તોલા બેને મીલાવી ચુર્ણ કરવું. માત્રા તોલો ૦ા.

ના. ૧૩—માયા, લોદર, ધાવડીના ફુલ, અને ફટકડી એ દરેક તોલો અરધો અરધો લઇ ચુર્ણ કરી લુગડાની પોટલી કરી દીવેલમાં (એરંડીયામાં) બોળી યોનીમાં રાખવી.

અનાર્તવ— આમાં રતુની ગેરહાજરી અગર ન્યુનતા ત્રણ રીતે થાયછે.

૧— જેમાં રતુ બીલકુલ દેખાયું નથી હોતું તે.

૨— જેમાં રતુ થોડા ઘણા મુદત કે વરસ પર્યંત દેખાયા પછી પાછું બંધ થઇ જાય તે.

૩— આર્તવ મહીને મહીને દેખાય પણ નાયમીત કરતાં ઘણુંજ થોડું દેખાય તે માત્ર એકજ દીવસ દેખાઇ બંધ થઇ જાય.

જે સ્ત્રીને રતુ બીલકુલ દેખાણું ન હોય તે સ્ત્રીને અનાર્તવ રોગ થયો છે એમ કહેવાય છે. તોપણ કેટલીક વખતે જોવા જાય છે કે કેટલીક સ્ત્રીને રતુ મોડું દેખાય છે. તેટલા કારણથી ઉતાવળા થઇ સદરહુ સ્ત્રી રોગી છે. એવો નિશ્ચય કરવો નહીં. આ દેશમાં સ્ત્રીને રતુ બારથી ચૌદ વર્ષની ઉમરમાં દેખાય છે. તોપણ જો સ્ત્રી નબલી હોય ને મુદત ઉપરાંત એક બે વર્ષ થયા છતાં રતુ દેખાણું ન હોય તો તે બાબત ફીકર કરવી નહીં પણ જો સ્ત્રી અશક્ત હોય તેના શરીરમાં પુખ્તતાના ચીન્હ માલમ પડતા હોય તો તેના કારણની તપાસ કરવી.

## ઉપાય ના. ૧ મંજીષ્ઠાદિ કાઢો.

મજીઠ, ઇંદ્રજવ, મોથ, સુંઠ, હળદર, દારૂહળદર, લીંબડાની છાલ, પરોળ, કડુ, વાવડીંગ, દેવદાર, કડાછાલ, પીપર, હરડાં, બેડાં,

આમળાં, કરીયાતુ, અરડુસાની છાલ, અતિવિષ, વાળો, ગળો, અને નસોતર એ બધી ચીજો સમભાગે લઇ ચાર ચાર રૂપીયાભારનું પડીકું કરી તેમાં પાણી શેર ૧ાા મુકી ઉકાળતાં શેર ા રહે ત્યારે ઉતારી સવાર સાંજ બે વખત પીવું.

**ના. ૨ કન્યાલોહાદી ગુટિકા.**

એળીયો દસ તોલા, હીરાકસી ૭ાા તોલા, તજ ૫ તોલા કેસર ૨ાા તોલા અને ગુલકંદ ૨૦ તોલા એની બબ્બે વાલની ગોળી કરવી. માત્રા વાલ ૨.

જ્યારે સ્ત્રી અતિ કમકોવત હોય અગર પાંડુરોગથી બીમાર હોય અને તેથી રૂતુસ્રાવ અનિયમીત ને ઘણી મુદતે આવતો હોય ત્યારે કન્યાલોહાદિ ગુટિકા સારી છે.

**ના. ૩ હીરાબોલ અને એળીયાની ગોળી**— એળીયો ૧૦ તોલા, હીરાબોળ ૫ તોલા, કેસર તોલા ૨ાા, ગુલકંદ ૧૨ાા તોલા તેની પણ બબે વાલની ગોળી કરવી. માત્રા ગોળી ૧–૨

સ્ત્રીઓને અટકાવ મોડા મોડા આવેછે અગર મુદતસર નહિ આવવાને બદલે બબે ત્રણ ત્રણ મહિને દેખાયછે તેને હીરાબોળ અને એળીયાની ગોળી અપાય છે.

**ના. ૪ તલનો કાઢો**—એક તોલો કાળા તલ લઇ તેને વીસ તોલા પાણીમાં ઉકાળવા, ને રૂપીઆ ૫ ભાર પાણી રહે ત્યારે ઉતારી લેવું ને તે પાણી ગળી લઇ તેમાં દેશી ગોળ રૂ. ૧ ભાર નાંખી તે પીઇ જવું, સાંજરે પાછા તેજ તલ ઉકાળવાને તેનું પાણી ગોળની સાથે પીવું. બીજે દિવસે તાજા તલ લેવા તેનો પણ સવાર, સાંજ કાઢો, પર કાઢો કરી પીવો.

આમ રૂતુ દેખાય તે દિવસથી કરવું ને તે ક્રીયા રૂતુસ્રાવના ચાર દિવસ ચાલુ રાખવી. બાદ તેના ખોળને ખાંડી ગરમ પાણીમાં બાફી પેટઉપર સવાર, સાંજ બબ્બે કલાક બંધાણુ કરવું આથી પુષ્કળ રૂતુસ્રાવ થાયછે.

**ના. ૫** કાળાતલ, મરી, સુંઠ, પીપર ભારંગ, ગોળ એ સરવે સરખે ભાગે અરધા અરધા ભાર લઇ પાણી શેર ૦ાા પોણામાં ઉકાળી શેર ા દશભાર રહે ત્યારે બે વખત થઇને પીઇ જવું.

ના. ૬ પારસપીપળાનું મૂળ અથવા બી, સરપંખો એ દરેક રૂા. ૦॥ ભાર તે સંભજીરૂ વાલ એક દૂધની સાથે પીવાથી જરૂર અટકાવ આવે.

---

## આધાસીસી.

અરધું માથું દૂખે તેને આધાસીસી કહેછે.

**ઉપાય ના. ૧** હીંગોરીયાનું બી ઘશી તેનું ટીપું નાકમાં મુકવાથી આરામ થાયછે.

**ના. ૨**—તુળશી તથા ધંતુરાના પાંદડાનો રસ હથેલીમાં કાઢી સુંઘવો.

**ના. ૩** આંખની ભમર ઉપર બે જળો મુકવાથી આરામ થશે.

**ના. ૪**—નાકછીંકણી નામની દવા સુંઘવી.

**ના. ૫**—એન્ટીપાઇરીન નામની ઇંગ્રેજી દવા થાયછે. તે વાલ એકથી બે વાલ સુધી આપવાથી રામબાણ અસર થાયછે.

**ના. ૬**—કોયદાન વાલ એક શેકેલા ખુંદના કાવામાં આપવાથી ફરીને આધાશીશી ચડતી નથી.

---

## આમણ.

ઝાડે ફરવા બેસતાં અશક્ત બચ્ચાંઓને આમણ બહાર નીકળેછે ઘણો વખત બેસી રહેવાથી તથા મરડામાં જોર કરવું પડે છે તેથી આમણનું દરદ થાય છે.

**ઉપાય**—આમણનો ઉપાય કરવામાં પ્રથમ આમણ બહાર આવી હોય તેને પાછી અંદર મૂકવી જોઇએ. ઘણું કરી દરદી પોતાની મેળે પાછી મૂકે છે. પણ કોઇ વાર તેનાથી પાછી ન જાય તો તેના ઉપર તેલ લગાડી એક રૂમાલ તેના ઉપર મૂકી હાથના બે અંગુઠા વતી મળદ્વારમાં દાબી દેવી અને તે ઠેકાણે એક નાની ગાદી મૂકીને લંગોટ મારવી.

હમેશાં દસ્ત સાફ ઉતરે તેવી તજવીજ કરવી. મરડો હોયતો મરડાની દવા આપવી. એરંડીએલ તેલ, હીમેજ વીગેરેનો જુલાબ આપવો, મરચાં વગેરે ગરમ પદાર્થ ખાવા નહીં.

# આંકડી, ચૂંક, પેટમાં દુખવું.

ચૂંક કોઈ વખત હલકી આવે છે અને કોઈ વાર ઉપરા ઉપરી એવી તો જોરમાં આવે છે કે દરદી બુમેબુમ પાડે છે. પેટ ઉપર હાથ કરી અથવા ઉંધો પડી બેવડ વઇ જાય છે. ઝાડો ઘણું કરી બંધ હોય છે. વાયુ છુટતો નથી ને કોઇવાર ઉલટી થાય છે.

કોઈ વાયડો પદાર્થ ખાવાથી અજીર્ણની સાથે ચૂંક ઉપડી આવે છે. ઝાડો કબજ રહેવાથી પણ પેટમાં દુઃખે છે. ઠંડી અગર સરદીથી પણ કોઇ વાર ચૂંક આવે છે.

ઉપાય—ચૂંક એ એટલું તો સાધારણ દરદ છે કે તેના સાધારણ ઉપાય સર્વ કોઇને માલમ હોય છે.

ઝાડો કબજ હોયતો એરંડીયાનો જુલાબ આપવો. પેટ ભર્યું હોય તો ઉલટી કરી નાંખવી.

**ના. ૧**—સુંઠ, મરી, પીપરનો ઉકાળો પાવો.

**ના. ૨**—હીંગ, કાંકચીયા, અજમો તથા મીઠું ફાકવું.

**ના. ૩**—હરડાં, બેડાં, આમળાં, કડુ, ગરમાળાનો ગોળ એ દરેક રૂા. ૦। ભાર લઇ પાણી શેર ૧ માં ઉકાળી શેર ૦। રહે ત્યારે ઉતારી બે વખત પાવું.

**ના. ૪**—સુંઠ, હીમજ, નસોતર અને સંચળનું સમભાગ ચૂરણ કરવું **માત્રા તોલો ૦। થી ૦॥**

પેટનો વાયુ તથા મળસ્તંભ દૂર થશે

**ના. ૫** હીમેજ, અતિવિષ, હીંગ, સંચળ, વજઅને ઇંદરજવ એ સરવેનું સમ ભાગ ચૂર્ણ ગરમ પાણીમાં **અરધો તોલો** આપવું એટલે પેટનો વાયુને શૂલ બંધ થશે

**ના. ૬**—પંચલવણ (સિંધવ, વડાગરૂ મીઠું, બીડલવણ, સંચળ, સાગરમાંઠ) ને આદુના રસમાં ચણા જેવડી ગોળી કરીને આપવી

ચૂંક ઉપર આ સીવાય અજીર્ણના વિષયમાં જે દવાઓ લખી છે. તે પણ લાગુ પડશે. આ દરદમાં સેક ઘણી સારી અસર કરે છે. માટે પેટ ઉપર બાટલીનો અગર ગરમ પાણીને ટરપીટન લગાડીને શેક કરવો

---

## આંખ આવવી.

આંખ આવે છે ત્યારે ડોળો લાલ થાય છે પાંપણુ થોડી ઘણી સુઝી આવે છે આંખમાં કાંકરા ભર્યા હોય તે પ્રમાણે ખુંચે છે ચી-પડા તથા પરૂ વહે છે અજવાળુ સહન થતુ નથી. આંસુ વહે છે. પાંપણો ચોટી રહે છે. થોડી ઘણી વેદના થાય છે. આંખ આવે છે. ત્યારે અંદર ખુંચે છે અથવા ખટકો થાય છે. તે કણું પડયું છે. એમ સમજીને સાધારણ લોક ઠગાય છે

**ઉપાય**—ચીમેડ, કસાંજણ, સાકર અને અરેળીઓ ઇત્યાદી આંજવામાં આવે છે તેમાં પહેલી બે દવા ઘણી સરસ છે. ફટકડી તથા અફીણ ઘસીને આંખની આસપાસ લગાડવાથી સોજો તથા વેદના કમી થાય છે. રસવંતી તથા ફટકડી ઘસીને આંખની આસ-પાસ ચોપડવામાં આવે છે. સાધારણ આંખ દુખવા આવી હોય તો ગાડરના દૂધના પોતા મુકવાથી આરામ થાય છે.

કોઇની આંખને શેક ફાયદો કરે છે ને કોઇને ઠંડુ લોસન ફાયદો કરે છે અનુકુળતા પ્રમાણે શેક કરવો અથવા લોશન મુકવું.

ઇંગ્રેજી દવા આંખને માટે અકસીર ઉપાય છે તેમાં કેટલીક નીચે આપી છે.

**નાં. ૧**—ઝીંકસલફાસ ગ્રેન ૪, પાણી આંઉસ ૧, } મીશ્ર કરી ટીપાં પાડવા દીવસમાં બે વખત.

**નાં. ૨**—મોરથુથુ ગ્રેન ૨, પાણી આંઉસ ૧, } મીશ્ર કરી ટીપાં પાડવા દીવસમાં બે વખત.

**નાં. ૩**—સીલવર નાઇટ્રેટ ગ્રેન ૧ થી ૨, પાણી આંઉસ ૧, } મીશ્ર કરી દીવસમાં એકથી ત્રણ વખત ટીપાં નાખવા.

**નાં. ૪**—બોરીક એસીડ ગ્રેન ૨ થી ૪ ગુલાબજળ આંઉસ ૧, } મીશ્ર કરી ટીપાં નાંખવા.

બોરીક એસીડ ડ્રામ ૧, ગરમ પાણી આંઉસ ૬, } મીશ્ર કરી દીવસમાં ચાર છ વખત આ દવાથી આંખ ધોવી.

---

## આંખમાં તાપોડીયાં અથવા ખીલ.

આંખની પાપણની અંદર સફેદ રંગના સાબુ ચોખા જેવા બારીક દાણા થઇ આવે છે તેને તાપોડીયાં અથવા ખીલ કહે છે, તે

પાપણ ઊંચકવાથી જોવાથી દેખાય છે કેટલીક વાર બારીક લાલ દાણા જોવામાં આવે છે તેને પણ ખીલ કહે છે. આ લાલ દાણાને ખરે તાપોડીયા સમજવા નહીં. ખરા તાપોડીયાં સફેદ રંગના હોય છે.

તાપોડીયાં થયા પછી આંખ સખત દુખવા આવી હોય તેવું જણાય છે. આંખ લાલ થઇ, સુજી આવે છે. પાણી નીકળે છે. અજવાળુ સહન થતું નથી. આંખમાં ખુંચે છે.

ઉપાય—આંખ આવવાના વીષયમાં જે દવા લખી છે. તે દવા પણ લાગુ પડશે તે સીવાઇ નીચેની દવા વાપરવી.

## આંખ બહુ સખત હોય તો.

ના. ૧—સીલવર નાઇટ્રેટ ગ્રેન ૨ થી ૫ } મીશ્ર કરી ટીપા પાડવા.
પાણી આંઉસ ૧, }

ના. ૨—મોરથુથાનો કટકો તપોઢીયા ઉપર લગાડી તે ઉપર તરતજ એરંડીયું તેલ લગાડવું

ના. ૩—બોરીક એસીડીની ભૂકી લુગડે ચાળી તાપોડીયાં ઉપર દાબવી. દીવસમાં બે વખત.

આંખને ધુમાડાનો તથા પ્રકાશનો ત્રાસ આપવો નહીં તેના રક્ષણ માટે આસમાની તથા ધુમાડીયા રંગના ચસમાં પહેરવા.

## આંચકી

હાથ. પગ બિગેરેના સ્નાયુ પોતાની મેળે એકાએક જોરથી તથા વારંવાર તણાય છે. તે વખતે દરદી બેશુદ્ધ હોય છે. આંચકીનાં ચિન્હ એક સરખા હોતા નથી. કોઇવાર એક બાજુનું શરીર અથવા ફક્ત ચહેરાની તાણ હોયછે. આંચકી ભયંકર અને બીહામણું દરદ છે. હાથ પગ અને શરીરના બીજા બાગો જોરથી ખેંચાય છે. આંચકી એક વખત આવી બંધ પડેછે અગર ફરી ફરીને આવ્યા કરે છે. આંચકી ઘણા કારણોથી આવેછે.

તાવથી, મગજના દરદથી, મૂત્રપિંડના દરદથી અને ઓરતને પ્રસુતિ વખતે કોઇવાર થઇ આવે છે. બચ્ચાંને દાંત ફૂટતા તથા કરમથી આવેછે.

ઉપાય—મોટા આદમીને આંચકી થઇ આવે ત્યારે તેના કારણનો તપાસ કરી મૂળ રોગની દવા કરવાથી આરામ થાય છે.

આંચકી આવે ત્યારે દરદીને ખુલી હવા આવી શકે એવે ઠેકાણે રાખવો. તેના શરીર ઉપરના કપડાં મોકળા રાખવા. મોઢા ઉપર ઠંડુ પાણી છાંટવું. જીભ કચરાતી હોય તો દાંતની વચ્ચે લાકડાનો કટકો રાખવો, જુલાબ આપવો. જો માથું ગરમ હોય તો ઠંડા પાણીનું પોતું માથા ઉપર મુકવું. બરફ મળી શકે તો માથા ઉપર મુકવો. આચી, પેટ તથા પગ ઉપર રાઇ મારવી.

બચ્ચાંઓને ક્ષુલક કારણોથી આંચકી થઇ આવેછે. દાંત ફુટતા, કરમનેલીધે, તેમજ તાવ વીગેરે કારણથી આંચકી થઇ આવે છે. જે કારણ જણાય તે દૂર કરવું.

**ના. ૧**—લક્ષ્મી નારાયણ **માત્રા ½ થી ૨ રતી** આદાના રસમાં ત્રણ ત્રણ કલાકે આપવાથી આરામ થાય છે.

**ના. ૨**—સુધ ગંધક, ટંકણખાર, શુધ વછનાગ, શુધ હીંગલો હરડે, અતિવિષની કળી, અભ્રકભસ્મ અને સીંધાલુણ આ દવાઓ સરખે ભાગે લઇ ખરલમાં ઝીણા કરવા, દાંતીમુળ તથા ત્રીફળાના ક્વાથમાં ત્રણ દીવસ ખલ કરવો. **માત્રા ½ થી ૨ વાલ.**

આ રસ આંચકી સીવાઇ, તાવ, સનેપાત તથા સંગ્રહણીમાટે અપાય છે.

**ના. ૩**—આકડો, ધમાસો, કરીયાતુ, દેવદાર, રાસ્ના, નગોડ, વજ, અરણીમૂળ, સરગવાની છાલ, પીપર, ગઠોડા, ચવક ચિત્રક, સુંઠ, અતિવિષ, ભાંગરો દરેક સમભાગ લઇ તેનો રીતસર ક્વાથ કરવો. **માત્રા તોલા ૪.**

**ના. ૪**—અફીણ, કેસર, કસ્તુરી, જાયફળ એ દરેક સરખે ભાગે લઇ આદાના રસમાં **૧ રતીથી ૨ રતી** સુધી બબે કલાકે ત્રણ વખત દેવાય છે.

**ના. ૫**—ભાંગરાનો રસ એક તોલો, કુઆનો રસ ૦ તોલો સુંઠનો રસ બે તોલા, નગોડનો રસ એક તોલો, અગથીયાનો રસ ત્રણ તોલા એ બધાના રસથી ચોગણું નાળીએરનું પાણી લઇ ઉકાળવું, તેમાં થોડા ચોખા નાંખી ખીર કરી દીવસમાં એક બે વખત ગોળસાથે આપવી તેથી આંચકી બેસી જાયછે.

**ના. ૬**—લસણ તોલા ૧૨, હીંગ, જીરૂ, સીંધાલૂણ, સંચળ

સુંઠ, લીંડીપીપર અને મરી એ દરેક દોઢ દોઢ તોલો લઇ બરાબર મેળવવાં.

માત્રા બે થી ચાર વાલ એરંડમુળના ઉકાળામાં આપવી.

---

## ઉધરસ (ખાસી જુઓ).

### ઉલટી.

પીતના જોરથી ઉલટી થાય છે, હોજરીના દરદથી, કલેજાના વ્યાધી, કોલેરા, મગજ, મૂત્રપિંડ અને ગર્ભાયશના દરદમાં તેમજ સ્ત્રીને હમેલ રહેછે ત્યારે ઉલટી થાયછે, તાવ, કરમ તથા ઝેર ખાવામાં આવ્યું હોય તેને લીધે ઉલટી થાયછે.

**ઉપાય**— ઉલટીનો ઊપાય જે કારણને લઇને ઉલટી થતી હોય તે પ્રમાણે ઉપાય કરવા જોઇએ.

લીંબુનું સરબત પીવાથી ઉલટી બંધ થાય છે, દૂધ તથા ચૂનાનું નીતરેલ પાણી સરખે ભાગે લઇ પીવું. પેટ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું. લોબાનના ફુલ તથા તેનું પાણી પીવાથી ઊલટી મટે છે. સોડાવોટર પીવાથી પણ ઉલટી મટે છે. તાવ તથા પિત્તથી ઉલટી થાય છે તેના સારૂ શેર ૧ થી ૧ાા શેર પાણી લઇ તેમાં ૪ તોલા દ્રાક્ષ, ૪ તોલા આમળા પલાળી ચોળી કાઢી લેવાં પછી તેમાં મધ અને સાકર ૪ તોલા નાંખી પીવું.

રેશમ બાળી તેની રાખ અગર મોરના પીછાંની રાખ મધમાં ચટાડવાથી ઉલટી મટે છે.

જાંબુ, આંબા તથા વડની કોમળ પાનનો કાઢો કરી પીવો વડની વડવાઇની કુણી ડાખળીયો ખાવાથી ફાયદો થાય છે.

### ના. ૧—અતિવિષાદી ગુટીકા.

અતિવિષની કળી ૧ તોલો, કાંકચાના મીંજ ૧ તોલો અને ગળો સત્વ ૦ાા તોલો એ ત્રણે ચીજને બરાબર મેળવી કડા છાલના ઘનમાં ગોળી વાળવી. **માત્રા—વાલ ૨ થી ૪**

જ્યારે ઉલટી થઇ પેટમાં કોઇ ન રહેતું હોય ત્યારે અપાય છે વિશેષમાં તેમાં કૃમી નાશ કરવાનો ગુણ વધારે છે.

ના. ૨—આંબાની ગોટલી શેકીને રૂા. ના થી ૦ાભાર સુધી ખાવાથી ઉલટી બેસી જાય છે.

ના. ૩—આમળાં લીલા લઇ તેનો રસ રૂા. ૦ા ભાર કાઢી તેમાં સાકર તથા મધ અરધા ભાર નાંખી પાવાથી આરામ થાયછે.

## ના. ૪—એલાદી ચૂર્ણ.

એલચી ૫ ભાગ, મોથ ૪ ભાગ, પીપર ૩ ભાગ, રાળ, રતાંજળીને લવીંગ એ દરેક બબે ભાગ અને નાગકેશર ૧ ભાગ, આ બધાનું ચૂરણ કરી **માત્રા ૨ થી ૪** વાલ આપવું.

**ના. ૫**—બીજોરાના પાનનો, આંબાના પાનનો ને જાંબુના પાનનો રસ કાઢી પીવાથી ઉલટી થતી બંધ થાય છે.

**ના. ૬**— જવની પોટલી કરી તે પોટલી પાણીની તપેલીમાં રાખવી પછી ઉલટીવાળાને તે પાણીજ ફક્ત પાયા કરવું. પહેલાં તો એકાદ બે વખત નીકળી જશે. પણ પછી અવસ્ય જઠરને સાંત કરી ઉલટી બંધ થાય છે.

**ના. ૭**—ઉપરની રીતે વરીયાળીનું પાણી કરી પાવાથી આરામ થાયછે.

નારંગી બેથી ચાર ચુસવાથી આરામ થાય છે. હમેલવાળી ઓરતને ઉલટી થતી હોય તો કલંભો રૂા. ૦ા ભાર લઇ તેને ૧૦) ભાર પાણીમાં એક કલાક પલાળી રાખી પછી ગાળી લઇ દીવસમાં ત્રણ વખત આપવું.

**કબજીયત** ( જુઓ મલાવરોધ. )

---

## કમળો.

આખ પીળી થાયછે. પેસાબ પીળો હળદર જેવો ઉતરે છે. વખતે કોઇવાર આખું શરીર પીળું હળદર જેવું લાગે છે. એટલુંજ નહીં પણ પરસેવો પણ પીળો થાય છે. વખતે જવર હોય છે. ને વખતે હોતો નથી. સુસ્તી જણાય છે, આળસ આવે છે. બેચેનપણું રહે છે. ઝાડો કબજ રહે છે માથું દુઃખે છે. ને ઘણીવાર તરસ લાગે છે. જો કમળો જોરમાં હોય અને ખરાબ પરીણામ નીપજવાનું હોય તો દરદી ગાફલ તથા બેશુદ્ધ થાયછે, બકેછે અને છેવટ અંત આવે છે.

ઉપાય—કમળામાં ઝાડો ખુલાસેથી થાય એવા ઉપાય કરવા. તાવમાં દૂધ આપવાથી કમળો થાય છે. એવી આપણા લોકોની સમજણ છે તે મીથ્યા છે. કમળાને તથા દૂધને કશો પણ સબંધ નથી. કમળો થયા પછી પણ દૂધનો ઉપયોગ કરવામાં કાંઈજ હરકત નથી. કાચા ફળફળાદી ભારે ખોરાક અને ખાટા પદાર્થ ખાવો નહીં. ઘણું ઘી, તેલ તેમજ બીજી ચરબીવાળા પદાર્થો તથા સાકરવાળી ચીજો અને દારૂની પરહેજ કરવી.

## ના. ૧ પુનર્નવાષ્ટક.

સાટોડીના મૂળ, લીંબડાની છાલ, કડુ, સૂંઠ, ગળો, દેવદાર હરડાં અને પટોળ દરેક પા પા તોલો લઈ ૩૨ રૂપિઆભાર પાણીમાં ઉકાળવું. ઉકળતાં ચોથો ભાગ રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પાવું.

**ના. ૨**—કડુ, અરડુસો, પટોળ, હરડાં, બેડાં, આમળાં લીંબડીની છાલ, કરીયાતુ અને ગળો એ દરેક અરધો અરધો તોલો લઈ પાણી શેર ૦।। મૂકી ઉકાળવું શેર ૦। રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પીવું.

**ના. ૩**—આમળાં રૂા. ૦।। ભાર ગાયના દૂધમાં આપવા.

**ના. ૪**—મીંઢીઆવળ રૂા. ૦।। ભાર આંબાના પાનના રસમાં આપવાથી કમળો મટેછે.

**ના. ૫**—સાકર રૂા. ૧) ભાર કરીયાતુ રૂા. ૨) ભાર એખરો રૂા. ૪)ભાર સરવેનું ચૂરણ કરવું. **માત્રા તોલો ૦। થી ૦।। સુધી.**

**ના. ૬**—ધોળીમુસળી ૦)= ભાર બીજોરાના રસમાં આપવાથી કમળો હઠે છે.

**ના. ૭**—સમદરફળ જરા ઘસી આંખમાં આંજવું તથા તેના કોગળા કરવા.

**ના. ૮**—કુકડવેલના બી જરા ઘસી આંખમાં આંજવું.

**ના. ૯**—સુરોખાર રૂા. ૦। ભાર લીંબુના રસમાં તથા થોડા પાણીમાં નાંખી આપવાથી કમળો મટે છે.

**ના. ૧૦**—લસણ તથા ભુરા કોળાનો રસ આપવાથી કમળો મટે છે.

---

## કર્ણસ્રાવ (કાનમાં પરૂ).

સરદી, સીળી, ઓરી તથા નબળાઇને લીધે બચ્ચાંઓને કાન વહે છે.

**ઉપાય**—૧૦) ભાર ગરમ પાણીમાં ટંકણખાર દોઢ વાલ નાંખી તેવડે દરરોજ બે વખત કાન ધોવો ફટકડી રૂા. ૦ થી ૦ાા ભાર તથા ગરમ પાણી શેર ૧ એક લઇ તે વડે કાન ધોવો.

બોરીક એસીડ ડ્રામ એક
ગરમ પાણી આંઉસ આઠ } મીલાવી પીચકારીથી કાન ધોવો.

રસવંતીનું ટીપું કાનમાં નાંખવાથી આરામ થાય છે.

કારબોલીક ઓઇલ આંઉસ એક
આયોડોફોર્મ ડ્રામ અરધો
બોરાસીક એસીડ ,, } મીલાવી કાનમાં ટીપા પાડવા.

બચ્ચાંની તબીયત નબળી હોય તો સારો ખોરાક ને ઔષધિ આપવા.

### કર્ણશૂળ (કાનમાં ચસકા.)

કાનમાં ચસકા અને વેદના થાય છે. સરદીથી ઠંડો પવન લાગવાથી, ઠંડુ પાણી અંદર જવાથી, કાનમાં ગુમડું વીગેરે થવાથી, કાન પાકવાથી કોઇવાર થોડી અને કોઇવાર બેહદ વેદના થાય છે.

**ઉપાય**—ગરમ પાણીમાં પોસ (ખસખસના ડોડવા) ઉકાળી સેક કરવો. ગુમડું થયું હોય તો ફોડી નાંખવું. ગરમ પાણીની પીચકારી મારવી. અફીણના કસુંબાનું ટીપું પાડવું. ધંતુરાના રસનું ટીપું મૂકવું.

લસણ સતાબ અને સમુદ્રફીણ તથા કપૂરને તેલમાં કકડાવી તે તેલના ટીપાં મૂકવાં.

સીંધાલુણને તેલમાં કકડાવી ટીપાં મૂકવા.

આકડાના કુણા પાંદડા લઇ તેને લીંબુના રસમાં વાટી થોડું તેલ ને સીંધાલુણ નાંખી ગોળો કરવો પછી જાંબુના પાનની અંદર કપટ માટી લગાડી પછી અગ્નીમાં પકવવો ત્યારપછી બહાર કાઢીને તેનો રસ નીચોવી લેવો. પછી તેના કાનમાં ટીપાં પાડવા.

આદુના રસને સીંધાલુણ સાથે તેલમાં નાંખી કકડાવી તે તેલનું ટીપું કાનમાં નાંખવાથી ચસકા મટે છે.

## કસુવાવડ.

ગર્ભની મુદત નવ માસથી સવાનવ માસ સુધીની ગણાયછે પણ તે વખત પૂરો થયાં પહેલાં એટલે સાત માસ સુધીમાં ગર્ભ નીકળી પડે તેને કસુવાવડ કહેવાય છે સાતથી નવ માસ સુધીમાં ગર્ભ આવેતો તેને "અધૂરો જન્મ" કહેવાય છે.

જણુવાના કરતાં કસુવાવડમાં વિશેષ ભય માનવામાં આવેછે. તેનું કારણ કસુવાવડમાં વિશેષ રકતસ્ત્રાવ થાયછે તથા સુવાવડ પૂરે મહિને આવેછે. ને તેથી ગર્ભ પોતાની સંપૂર્ણ વૃદ્ધીને પામેલો હોય છે ને તે સ્ત્રીના શરીરથી તદન છુટો પડી ગએલો હોય છે ને તેની ઓરનો ભાગ જેટલો આગલા મહિનામાં ગર્ભાશય સાથે સજ્જડ ચોટેલો હોયછે તેટલો પાછલા મહિનામાં હોતો નથી. ને તેથી કસુવાવડની વખતે સુવાવડમાં જેમ થાય છે તેમ બધો ભાગ અંદરથી નીકળી શકતો નથી ને ગર્ભાશય સાફ થઇ શકતું નથી. ને આથીજ કરીને સુવાવડ કરતાં કસુવાવડમાં ભય વધારે માનવામાં આવે છે. સરખી સુવાવડમાં ગર્ભાશયનો બધો ભાગ સાફ થઇ જાયછે ને તેથી પુનઃગર્ભ ધારણુ કરવાને માટે લાયક હોયછે.

કસુવાવડમાં કેટલોક બગાડો રહી જાયછે ને તેથી ગર્ભાધાન થવામાં હરકત થઇ પડેછે. ને કદાચ ગર્ભ ધારણુ થાય છે તો તેવીજ રીતે ફરી કસુવાવડ થઇ જાય છે.

કારણુ—ઉપદંશના વ્યાધીથી કસુવાવડ થઇ જાય છે. તાવ, સીળી, તથા કોલેરા જેવા મહાવ્યાધીથી કસુવાવડ થઇ જાયછે અતિસય મૈથુન, ગાડાં તથા રેલવેમાં લાંબી મુસાફરી કરવાથી કોઇ વખતે કસુવાવડ થાયછે. ગર્ભ ન હોય તે વખતે નીચેના ઉપાય—

ઉપદંશ (ચાંદી, ગરમી)ના વ્યાધીથી કસુવાવડ થતી હોય તો ચાંદીના વિષયમાં જે દવા પીવાની લખી છે તે વાપરવાથી આરામ થશે. તેમાં મુખ્યત્વે કરી પારાની દવાઓ વધારે વપરાય છે. ઇંગ્રેજી દવામાં પોટાસઆયોડીડ વાલ એક કરીયાતાના ઉકાળામાં દીવસમાં ત્રણ વખત આપવું. બીજા કારણુથી કસુવાવડ થતી હોય તેની નીચે મુજબ દવા કરવી.

**નાં. ૧—મેંદી, રતાંજળી, કાસંપી, એલચી, મોથ, જીરૂ, કપુર**

અને કસ્તુરી એ સરવે સરખે ભાગે લઇ તેની ચણા પ્રમાણે ગોળી વાળવી. માત્રા ગોળી ૧ થી ૨.

તેલ, મરચુ, હીંગ, આંબલી, છાશ, ખાંડ તથા ગરમ ચીજ ખાવી નહીં.

ના. ૨—આમળાનું ચૂરણ તોલો ૦। આપવાથી આરામ થાયછે.

સ્ત્રીને નબળાઇ હોય તો સારો પુષ્ટીકારક ખોરાક તથા ઔષધી આપવા.

---

## કંઠમાળ (ગંડમાળ જુઓ).

### કૃમિ જીવડાં, કરમ.

માણસને આંતરડામાં ઘણુંકરીને ત્રણ પ્રકારના કરમ હોય છે. તેમાં પહેલાં ઝીણા કરમ બચ્ચાંના ઝાડામાં ઘણીવાર જોવામાં આવે છે. આ કરમ પાથી અરધો ઈંચ લાંબા હોયછે. બીજા પ્રકારના કરમ ગોળ સ્લેટપેનસીલ જેવા જાડા તથા ધોળા હોયછે. ને છોકરાંઓમાં ઘણા સાધારણ હોય છે. મોટા માણસને પણ એ કરમ થાય છે ને તે ચારથી દસ બાર ઇંચ લાંબા હોય છે.

ત્રીજા પ્રકારના કરમ ઘણા લાંબા ને ચપટા હોય છે તે કોઇ-વાર પંદરથી ત્રીશ ફીટ લંબાઇના જોવામાં આવેછે, તે ઘણુંકરી મોટા આદમીના પેટમાં હોયછે અને તે માંસાહારીનેજ ઘણુંકરી થાય છે.

કૃમિનેલીધે પેટમાં દુખ્યા કરેછે. કરમના ચિન્હ એક સરખાં હોતા નથી એકાદ એવું ચિન્હ નથી કે તેના ઉપરથી પેટમાં કરમ છેજ એમ કહી શકાય, તેમ ઘણીવાર કરમ પેટમાં હોવા છતાં તેઓ ઇજા દેતાં માલમ પડતા નથી. મળની સાથે એકાદ કરમ નીકળે એજ પેટના કરમની ચોકસ નિશાની છે.

કૃમિનેલીધે બાળક કોઇવાર ઉલટી કરે છે. બચ્ચાંને પેટમાં દુખ્યા કરેછે. તેનું પેટ જરા મોટું ને ચડેલું હોય છે. કરમનેલીધે કોઇવાર તાવ આવેછે ખોરાક ઉપર અરૂચિ થાયછે, અનાજ બરાબર પચતું નથી ઝાડો કબજ હોયછે અગર ઝાડો થાયછે બાળક ઉલટી કરેછે, નાક ચોળેછે. હાથ પગ ઠંડા તથા પેટ ગરમ હોયછે. પુંઠની આસપાસ ચળ આવેછે. ઉંઘમાં દાંત કરડેછે. તથા ઝબકી ઉઠે છે, વખતે કરમને લઇને આંચકી પણ થઇ આવેછે.

**ઉપાય—ના. ૧** પિત્તપાપડો તોલો ½, વાવડીંગ ½ તોલો બંનેને વાટી ગોળમાં આપવું. બીજે દીવસ જુલાબ આપવો.

**ના. ૨**—ખાખરાનો પિત્તપાપડો અને કાળીજીરી પાથી અરધો તોલો મધનીસાથે પાણીમાં આપવો.

**ના. ૩**—આંબાની ગોટલીની ભુકી **માત્રા ૦)=થી પાવલાભાર** રાત્રે આપવી, સવારે જુલાબ આપવો.

**ના. ૪ કપિલાનું ચૂર્ણ**—કપિલો, વાવડીંગ, સંચળ, જવખાર અને હીમેજનું ચૂરણ સરખે ભાગે કરવું. **માત્રા તોલો ૦ાથી ૦ાા** ગોળ અથવા છાશમાં આપવું

**ના. ૫**—દાડમના મૂળની છાલની ભૂકી એક તોલો લઇ તેના બે ભાગ કરી સવાર સાંજ એકેક ભાગ સાકર સાથે ખાવો બીજે દિવસે વીલાયતી મીંઢાંનો જુલાબ આપવો.

**ના. ૬**--ટરપીટન તેલ ૪ ડ્રામ, એરંડીયું ૪ ડ્રામ, ગુંદરનું પાણી ૪ ડ્રામ, સુવાનું પાણી ૧ આંઉસ. મીશ્ર કરી બે વખત આપવું.

**ના. ૭**--સેનટોનાઇનનેં ગોળ કરમકૃપર અકસીર ઉપાય ગણાય છે. તે બચ્ચાંની ઉમર મુજબ ૧ ગ્રેનથી તે ચાર પાંચ ગ્રેન સાકરની સાથે રાત્રે આપવું. બીજે દીવસ સવારમાં એરંડીયું તેલ ચામાં આપવું. એટલે જુલાબમાં જેટલા કરમ હશે તેટલા નીકળી પડશે. જરૂર પડે તો ફરીથી બે દિવસ પછી તેજ પ્રમાણે આપવું. સેનટોનાઇન લેવાથી પેસાબ પીળો ઉતરે છે.

**ના. ૮**—ટોપરાનો ગોળો લઇ તેમાં વીંધ પાડી માંહે ખાંડ ૧ રૂપીઆભાર નાંખી પછી તેને બાફવો, તેમાંથી રૂા. ૫)ભાર ખવરાવવું.

**ના. ૯**—વાવડીંગનો ભુકો **તોલો ૦ા** મધમાં આપવો.

**ના. ૧૦**—ઈંદરજવ, કાંકચા, અજમો, પીત્તપાપડો સરખે ભાગે લઇ ચૂરણ કરવું. **માત્રા તોલો ૦ા.**

---

## કોલેરા.

કોલેરાના રોગથી કોઇ અજાણ્યું નથી. એ એવો તો ભયંકર રોગ છે. કે જ્યાં જ્યાં દેખાવ આપેછે ત્યાં ત્યાંના લોક રંકથી તે

રાજાસુધી તેની બીકથી ધ્રૂજે છે. આ રોગ એકદમ ઉપડે છે અને ત્રણથી તે વીશ કલાકની અંદર મૃત્યુ થઇ જાયછે. બહુજ સખત ઝપાટો ચાલતો હોય તે વખતે બેથી પાંચ કલાકની અંદર દરદી ગુજરી જાયછે.

સરૂઆતમાં એકાદ ઝાડો અને ઉલટી થાયછે. ઝાડો પ્રથમ અજીર્ણના જેવો પણ પાછળથી ચોખાના ધોવણ જેવો સફેદ માલમ પડેછે. આ કોલેરાનો ખાસ ઝાડો છે, ઉલટી પાણી જેવી થાય છે. હાથ, પગ અને પેટમાં ગોટલી ચડવા માંડે છે. હાથ, પગ, દાઢી, નાક, કપાળ, કાનની બુટ વીગેરે ભાગો થંડા થઇ જાય છે. અને આંખો ઉંડી ઊતરી જાયછે. ઉપાય કરતાં પણ ઝાડો, ઉલટી બંધ થતા નથી. અને તૃષા સખત લાગે છે. ગમે તેટલું પાણી પીએ તોપણ તેની તૃષા છીપતી નથી. હોઠ, નખ અને ત્વચા કાળા પડી જાયછે. શરીર પરસેવાથી ભીંજાઈ રહેછે. ને તેને એટલી નબળાઇ આવી જાયછે કે તેનાથી બોલી પણ શકાતું નથી. ને તેનો સાદ બહુજ ઝીણો થઇ જાય છે અને તે પૂરેપૂરૂં બોલી શકતો નથી. એકંદરે દરદીનો ચહેરો ભયાનક થઈ જાય છે આ બધા ચિન્હો કોલેરાનું અસાધ્યપણું બતાવે છે જોતજોતામાં શ્વાસ ઘુંટાય છે. ક્ષણવારમાં એકાદ બે ડચકા આવી પ્રાણ મૂકત થાય છે. કોલેરામાં જેમ જેમ વધારે વખત જાય છે તેમ તેમ દરદીને જીવવાની આશા વધારે રહે છે દરદી બચવાનો હોય તો ઝાડો, ઊલટી કમી અગર બંધ પડેછે શરીરમાં ગરમી આવે છે. નાડી બારીક હોય તે મોટી થવા માંડેછે. પેસાબ છૂટે છે. થોડો તાવ આવેછે અને ઊતરી જાય છે. કોઇ વખત કોલેરામાંથી બચ્યા પછી તાવ વધારે સખત આવે છે અને તેનેજ લીધે આદમીના જાનની ખુવારી થાયછે. ને કેટલીક વખતે પેસાબ થતોજ નથી તેને લીધે પણ મૃત્યુ થાયછે.

કોલેરાની રૂતુમાં અજીર્ણ ન થાય એવી ખાસ સભાળ રાખવી જોઇએ. બે ઉપર ત્રીજો ઝાડો ગમે તે કારણથી થાય તો પણ તેને માટે અચૂક ધ્યાન આપવું જોઇએ.

**ઉપાય**—કોલેરામાં સારૂં થવું અગર ન થવું એ ઘણે દરજ્જે પરમેશ્વરના હાથમાં છે. કારણ કે આજ સુધી કોલેરાને વાસ્તે ચોક્કસ

ઇલાજ મળી આવ્યો નથી. ઝાડાને ઉલટી થાય તેમાં દરદીનું હિત છે. કે બંધ થાય તેમાં દરદીનું હીત છે વિશે પૂરો નિર્ણય થયો નથી. મે. ડાકતર ત્રિભોવનદાસ તેમના પુસ્તકમાં લખે છે કે દરદીને ઝાડા ઉલટી તદન બંધ થાય અગર વધારે થાય તેવાં ઓસડો દરદીને આપવાં નહીં "દરદ મટાડવાના કરતાં દરદ ટાળવું એ વધારે સારૂં" આ કહેવત કોલેરાને વધારે લાગુ પડેછે. કારણ કે કોલેરાથી સાવચેત રહી કોલેરા ઉત્પન્ન ન થાય એવા ઉપાય લેવા એ સૌથી સારૂં છે.

કોલેરા થાય કે દરદીને બીછાનામાં રાખવો, કાંજી, ચોખા કે એવું હલકું ખાવાને આપવું. તરસ લાગે તેને માટે સોડાવોટર, ચા અથવા દૂધને પાણી આપવાં. અંગ ઠંડુ પડવા માંડેતો શેક કરવો, રાઇનો લેપ મારવો, પાણીની અંદર મીઠું નાંખીને પીવા આપવું ઇત્યાદી આ પ્રમાણે ઇલાજ કર્યા વિના માણસથી બેસી રહેવાતું નથી. તેમ બેસી રહેવામાં ફાયદો પણ નથી.

**ના. ૧**—આકડાના મૂળીયાની છાલ તથા તીખાનું સરખે ભાગે ચૂરણ કરી આદુના રસમાં બોર જેવડી ગોળીયો વાળવી દર ૫ા ૫ા કલાકે એકેકી ગોળી પાણી સાથે આપવી.

**ના. ૨**—કપુર એક ભાગ, મરચાં, તીખાં, વધારણી અને સુઠ એ દરેક બબે ભાગ લઇ ચૂરણ કરી તેની ગોળીયો વાળવી.

**માત્રા ગોળી ૧ થી ૬**

**ના. ૩**—લીંબોળીનો ખોળ રૂા. ૧૭) ભાર અને સીંધાલુણ રૂપીયા અઢીભારનું પાણી કરી ઉપર લખેલ લીંબોળીના ખોળમાં મી લાવી ચણીયા બોર જેવડી ગોળીયો વાળવી ને આંબાના પાંદડાની રાખમાં ભભરાવવી. **માત્રા ૬ થી ૧૨ ગોળી**

દર ૦ાા કલાકે પાણી સાથે આપવી.

**ના. ૪**—લીંબડાના પાનનો રસ તથા તીખાં વાટીને પાવા.

**ના. ૫**—રૂમેમસ્તકી રૂા. ૦ાા ભાર લીંબોળીનું તેલ રૂ ૧) ભારમાં મીલાવી બે વખત પાવું.

**ના. ૬**—નવભાગ આંબલી અને આઠ ભાગ ભીલામા લઇ તેને મીલાવી ઘોળી ડુંગળીના રસમાં ગોળીયો વાળવી.

**માત્રા ગોળી ૧ થી ૪**

કોલેરામાં તરસ ઘણી લાગે છે. માટે બરફ, સોડાવોટર આપવા. પાણી ઝાડો તથા ઉલટી થવાથી શરીરમાંથી પાણીનું પ્રમાણ ઘણું ઓછું થઇ જાય છે. તે પૂરૂં પાડવાને તરસ લાગે છે. એ એક કુદરતી માગણી છે માટે રીતસર થોડું થોડું પાણી આપવાની જરૂરછે. લોકો આવા દરદીને પાણી આપતા નથી. તેને લીધે ફાયદાને બદલે ગેર ફાયદો થાય છે.

### ના. ૭—ગંધકવટી.

શુધ ગંધક ત્રણ ભાગ, સિંધવ, લસણ, સુંઠ, મરી, પીપર હીંગ અને જીરૂ એકેક ભાગ એની ગોળીયો વાળવી.

**માત્રા ૨ થી ૪ વાલ.**

શરીર ઠંડું પડવા માંડે ત્યારે કસ્તુરી તથા અંબર એકેક ઘંઉ-ભાર આપવાથી ગરમી આવે છે. તે સીવાઇ ગરમ પાણીથી ભરેલ બાટલીથી, મીઠાની પોટલીથી ગરમ રેતીની થેલીથી અને ગરમ ઇંટથી શેક કરવો હાથ, પગ અગર શરીરના બીજા ભાગો ઉપર છાશ, મીઠું એક કરી લગાડવું અને તેના ઉપર લાલચોળ તપાવેલો તાવેથો ઝડપથી વારંવાર ફેરવવો.

કોલેરામાં "હોમીયોપાથીક" કેમ્ફરપીલ, ફાયદો કરે છે. તેમ ઇંગ્રેજી દવામાં "ક્લોરોડાઇન" નામની દવાના ૧૫ થી ૩૦ ટીપાં પાણી સાથે અપાય છે.

"ક્વ્યાદ" નામની દવા આ રોગ ઉપર વખણાય છે. તે એકથી બે વાલ દહીં અગર છાશની સાથે બબે કલાકે આપવી.

---

## ખરજવું.

ખરજવું બે જાતનું થાયછે એક સૂકું અને બીજું ભીનું ખરજવું. ભીના ખરજવામાંથી પાણીના ઝામા આવેછે. ને સુકા ખરજવામાંથી પાણી આવતું નથી. ખરજવામાં ચળ બહુ આવેછે. વેદના તથા વળવળાટ થાય છે. ખરજવું બહુ લાંબા દહાડા સુધી રહેછે. ખરજવું મટેછે અને ફરીથી થાય છે. અને લાંબા વખત સુધી રહે તો ચામડી જાડી થઈ સુજી આવેછે. આસપાસની ચામડી રાતી થઇ ખરજવું ફેલાય છે. અને શરીરના હરકોઇ ભાગ ઉપર થાયછે અને વધારે તે પગ ઉપર જોવામાં આવેછે.

## ઉપાય.

**ના. ૧**—મોરથુથુ રૂ. ૨)ભાર, સુરોખાર રૂ. ૨)ભાર, ઘી રૂ. ૧૦)ભારમાં મીલાવી ચોપડવું.

**ના. ૨**—હીંગલો, તોલો ાા, રાળ તોલો ૧), ચંદરસ તોલો ાા, હીરાદખણુ તોલો ાા, ઘી રૂ. રાા અઢીભાર, મીણુ રૂ. રાા અઢીભાર, ઘી તથા મીણને ઉનું કરી હેઠે ઉતારી ઉપરની ચંદરસ વિનાની બાકીની ચીજો ખાંડી લુગડે ચાળી પછી ચંદરસની સાથે બધી ચીજો મલમમાં ભેળવવી પછી ઠરી ગયા બાદ લુગડા ઉપર પટી કરી મૂકવી.

**ના. ૩**—જીરૂ, આંબાહળદર, તીખાં, સંખજીરૂ, હળદર ગંધક, સિંદુર, મનસીલ, પારો એ સરવે અકેક તોલો લઇ પ્રથમ પારાની તથા ગંધકની કજલી કરવી બાકીની દવાને ખાંડી વસ્ત્રગાલ કરી તેમાં પારા તથા ગંધકવાળી કજલી ભેળવી તે ભુકી ઘી સાથે ચોપડવી.

**ના. ૪**—લીંબડાની લીંબોળીનું તેલ ચોપડવું.

### ના. ૫—કોલનો મલમ.

કોલ ૧ ભાગ મીણ ૨ ભાગ મીઠુંતેલ ૨ ભાગ મીણ અને તેલને ગરમ કરી મળી ગયા પછી હેઠે ઉતારી જામી ગયા પછી કોલ મેળવવો. કોલ કઠણુ હોય તો જરા તાપ આપવો એટલે રસ થશે.

---

## ઈંગ્રેજી દવાઓ.

| | | |
|---|---|---|
| **ના. ૬**—સીટ્રીન ઓઇંટમેંન્ટ | ઔંસ ૧ | મીશ્ર કરી ખરજવા વાળા ભાગને લગાડવું. |
| બદામનું તેલ ... | ,, ૧ | |
| ઝીંક ઓઇંટમેન્ટ... | ,, ૧ | |
| **ના. ૭**—લાઇકર પ્લંબી સબએસેટેટીસ | ડ્રામ ૨ | મીશ્ર કરી ખરજવા ઉપર પોતા મૂકવા |
| ગ્લીસ રાઇન ... | ,, ૩ | |
| ગુલાબજળ ... | ઔંસ. ૫ | |

**ના. ૮—ગંધકાદી તેલ**—ધંતુરાના ડોડવા ચીરી તેની અંદર, ગંધક મોરથુથુ અને મનસીલ ભરી તેને કપડછાણુ કરી અગ્નીમાં પકવવું જ્યારે પાકી રહે ત્યારે ઉપરથી છાણુ વીગેરે ઉખેડી નાંખી ડોડવાને ધુપેલ તેલમાં વાટી નાંખવા. તે દવા પછી ચોપડવી.

| | | | |
|---|---|---|---|
| ના. ૯—પ્લંબીસબએસેટેટીસ. | ગ્રેન | ૧૦ | મીશ્ર કરી લગાડવું. |
| કેલોમેલ............ | ,, | ૨૦ | |
| કસાંજણ........... | ,, | ૨૦ | |
| સીટ્રીનઓઇટમેન્ટ... | ડ્રામ | ાા | |
| સાદો મલમ........ | ઔંસ | ૧ | |

ના. ૧૦—કુકડવેલને બાળી રાખ કરી ધીમાં ચોપડવું.

---

## ખસ.

ખસમાં મોતી જેવા પીળા દાણા થાય છે અને પીળાં ફોલા વિશેષ જોવામાં આવેછે અને તે ઘણુંકરી ગંદા છોકરાં તથા આદમીને થાયછે. ખસમાં ચેળ બહુ આવે છે. ખસ એક જાતના સુક્ષ્મ જંતુને લીધે થાયછે.

ઉપાય—જો ફોલાનેલીધે વરમ તથા સોજો હોય તો મલમ ઘસવાથી વધારે દુઃખ થાયછે. માટે પહેલાં પોટીસ મારી વરમ ઓછો થવા દઇ પછી દવા લગાડવી.

ના. ૧—પારો તથા ગંધકની કજલી કરી તેમાં ચોખા પણ તેટલાજ નાંખી ઘીમાં ચોપડવું.

ના. ૨—સુખડનું તેલ રૂ. ૧)ભાર, કપુર રૂ. ૧)ભાર, લીંબુના રસમાં ચોપડવું.

## ઇંગ્રેજી દવા.

ના. ૩—ગંધક ડ્રામ ૨, પોટાસ કારબોનાસ ડ્રામ ૧, ચરબી ઔંસ ૧૨, મીશ્ર કરી લગાડવું.

ના. ૪—ગંધક ઔંસ ૧ાા, કીલ ઔંસ ૧ાા, નરમ સાબુ તથા ચરબી એ દરેક ચાર ચાર ઔંસ મીશ્ર કરી લગાડવું.

ના. ૫—દીવેલીના બીજ (એરંડી) રૂ. ૧)ભાર, મોરથુથુ, ગંધક, પારો, કાથો, મરી એ દરેક અરધા ભાર લઇ પારો તથા ગંધક મેળવી પછી બાકીની ચીજો મીલાવી દહીની તરમાં ચોપડવી. ખસ તથા ખરજવું મટેછે.

| | | | |
|---|---|---|---|
| ના. ૬—એસીડ કારબોલીક | ટીપા | ૨૦ | મીશ્ર કરી ચોપડવું. |
| કપુર | ડ્રામ | ૧ | |
| ગંધક | ડ્રામ | ૨ | |
| સાદો મલમ | ઔંસ | ૧ | |

# ખાંસી, સસણી, વરાધ.

સસણી વાયુ નળિકાનો વરમ થાય છે તેને કહે છે. તે તીક્ષ્ણ તથા દીર્ઘ એવા બે પ્રકારની થાય છે.

**કારણ**—શરદી અને ટાઢીને લીધે આ દરદ થાય છે. ર. ધુળ ધાતુના રજકણુ વીગેરે કારખાનામાંથી વાયુ નળિકામાં દાખલ થવાથી થાય છે. જુદા જુદા તાવમાં, નબળાઇમાં, સંધિવામાં ફેફસાં અને રક્તાશયના વ્યાધિમાં આ દરદ થાય છે.

**લક્ષણ**—જવર હોય, નાડી જલદ ચાલે, પેસાબ લાલ ઉતરે, છાતીમાં દુખે છે શ્વાસ રૂંધાય છે. કફ પડે છે. કેટલીક વાર સળેખમ થઇને આ રોગ શરૂ થાય છે. ગળું આવી જાયછે. સ્વર ઘોઘરો થાયછે ટાઢની સાથે તાવ આવેછે ક્ષુધા મંદ ઝાડો કબજ, પીઠ અને પાંસળા દુખેછે. ઉધરસ આવેછે, ઉધરસને લીધે છાતીનો દુખાવો વધેછે, શ્વાસ ઉતાવળો ચાલેછે, છાતી ભીંસાયછે, તથા સસણી બોલેછે, સુવાથી ઉધરસ વધેછે. સવારમાં પ્રથમ ખાંસી વધારે આવેછે.

છાતીમાં દરદ હોતું નથી તો પણ ઉધરસને લીધે પાંસળા દુખેછે તેની સાથે સસણી અગર કફ બોલેછે, દમ પણ ચાલેછે. સુવાતું નથી ઘણા જોરથી ઉધરસ વારંવાર આવેછે જવર પણ વધારે હોયછે શરીરે નબળાઇ પણ વધારે હોયછે, સારૂં નહી થવાનું હોયતો નબળાઇ વધતી જાયછે, કફ નીકળી શકતો નથી શ્વાસ વધી જાયછે શરીર ઠંડુ પડવા માંડેછે, બચ્ચાં અને ઘરડા આદમીને કફ નીકળી શકતો નથી તેથી તેમને આ દરદથી વધારે નુકસાન પહોંચે છે બીજા દરદની સાથે જેમકે ફેફસાના દરદ, મૂત્રપિંડના દરદ, મગજના દરદ, રક્તાશયના દરદ તથા સંધિવા તથા ત્વચા રોગ સમાઇ જવાથી સસણી થાય છે ત્યારે આ દરદ ઘણુંજ ભયંકર થઇ પડેછે.

સસણી ચાર પાંચ દીવસથી તે બે ત્રણ અઠવાડીયા સુધીમાં સારી થાય છે અથવા આઠ, દસ દિવસમાં મૃત્યુ થાય છે.

**ઉપાય**—દરદીને ગરમ કપડાં પહેરાવવા તથા ઓઢાડવા છાતી ઉપર રાઇ મૂકવી અથવા ગરમ પાણીનો શેક કરવો અળશીની પોટીસ લગાડવી,

ના. ૧—કાકડાશીંગ, ભારંગ, દ્રાક્ષ, કચોરો, પીપર અને સુંઠનું સમભાગ ચૂરણ કરવું.

**માત્રા તોલો ૦। થી ૦।। તોલો** બચ્ચાંને **૧ થી ૨ વાલ.**

**ના. ૨** કાકડાસીંગ, મોથ, અતિવિષ, અને લીંડીપીપરનું સમભાગ ચૂરણ કરવું. તેમાંથી બચ્ચાંની વયના પ્રમાણમાં **૧ રતીથી બે વાલ સુધી** દીવસમાં બે વખત આપવું.

**ના. ૩**—સુદરસન ચૂર્ણ તોલો પા, અરડુસીના રસ અર્ધા તોલા સાથે સવાર સાંજ મોટા માણસને આપવો.

---

## અંગ્રેજી દવાઓ.

**ના. ૪**—

| | |
|---|---|
| પોટાસ આયોડીડ | એનુ દશ. |
| આમોનીયા કારબોનાસ. | „ દશ. |
| આમોની કલોરીડ | „ વીશ. |
| સોડાબાઇ કારબોનાસ. | „ દશ. |
| ટીંચર સેનેગા. | દ્રામ એક. |
| એકવા કલોરોફોર્મ. | ઔંસ બે. |
| ગરમ પાણી. | „ બે. |

દીવસમાં ચાર વખત લેવાથી કફ છુટો થઇ નીકળી જશે. ઉલટીથી કેટલીક વાર ફાયદો થાયછે. પણ બચ્ચાં તથા ઘરડા આદમીને ઉલટી કરાવવી નહીં કારણકે તેમનામાં ઉલટીનો શ્રમ સહન કરવાની શક્તિ હોતી નથી.

**ના. ૫**—ઇપીકાકચુહાના દ્રામ ૪-પાણી ૧ ઔંસ ઉપરની દવા મીશ્ર કરી પાવી તેથી ઉલટી થશે.

**ઉધરસ બહુ હોય તો નીચેની ગોળીઓ આપવી.**

**ના. ૬**—અફીણ વાલ એક, બેળીયો વાલ એક, લવીંગ વાલ બે } આ સર્વેને વાટી આકડાના સ્વાઇડામાં ગોળીઓ ૧૮ કરવી. **માત્રા ગોળી ૧ થી ૪**

**ના. ૭**—ગરણીના બી તોલો ૦।।, ગૌચંદન તોલો ૦।।, કપૂર વાલ ૧ તેની ગોળી મગ પ્રમાણે વાળવી. **માત્રા ૧ થી ૩** ગોળી આપવી.

ના. ૮—અક્કલકરો, જાયફળ, બારીંગ, એલચી ને ગરોળો એનું સમભાગ ચૂર્ણ કરવું. માત્રા તોલો ૦ા મધ સાથે આપવું.

સારો ખોરાક આપવો, તેલ, મરચું, આંબલી વીગેરે બંધ કરવા. નબળાઇ થવા માંડે તો કસ્તુર્યાદિ ગુટિકા આપવી.

ના. ૯ કસ્તુર્યાદિ ગુટિકા—કસ્તુરી અને કપુર ¼ તોલો, લવીંગ અરધો તોલો, મરી, પીપર, બેડાં અને સૂંઠ એ દરેક ¼ તોલો ને દાડમની છાલ એક તોલો એ સઘળાંને કાથાના રસમાં વાટી મગ મગ જેવડી ગોળીઓ વાળવી. માત્રા ૧ થી ૨ વાલ. આદમીને સારૂં થવા માંડે તો સંભાળ રાખવી. નહીં તો દરદ ઉથલો મારેછે સરદી અગર ઠંડીમાં તેણે બીલકુલ રહેવું નહીં. ફલાનલના કપડાં પહેરવા.

---

## જૂની ખાંસી, (જૂની સસણી, જૂનો દમ).

આદીર્ઘ સસણી અથવાં ખાંસી ઘણીવાર પુખ્ત ઉમરના આદમીને થાયછે. ને કેટલીકવાર બચ્ચાંને તીક્ષણ સસણી મટી જઇ તેમાંથી જૂની ખાંસી થાય છે. આ દરદની સાથે તાવ હોતો નથી પણ કોઇવાર દરદ જોરકરી આવે તો થોડો તાવ આવેછે. રોગ તાજો હોય ત્યારે કેટલીક વાર દવાથી મટી જાયછે પણ બુઢા માણસોને છેક મુળમાંથી છોડતો નથી. આ દરદ પોતે આદમીના જાનને નુકસાન પહોંચાડે તેમ નથી, તોપણ તે ઘણો વખત ટકી રહેવાથી તેની સાથે ફેફસાંના તથા બીજા દરદો થાયછે. તેથી આ તે નુકશાન કારક થઇ પડેછે. કોઇવાર બલગમની સાથે લોહી પડેછે. આ રોગમાંથી વખતે ક્ષયરોગ ઉત્પન્ન થઇ આવે છે. કેટલીક વાર ખાંસી આવે છે તેની સાથે ઘણો કફ પડેછે. તે ઘણી વાસ મારેછે. ઘણો બલગમ પડવાથી શરીર ઘોવાઇ જાયછે. જોર કમી પડી જાયછે. તેથી ઝીણો તાવ પણ આવે અને રાતે પરસેવો વળે અને એકંદર ક્ષયની માફક ચીન્હ જણાયછે. પણ કેટલાક સાધનો ઉપરથી ક્ષયરોગ છે કે નહીં તે માલમ પડી આવશે. જૂની ખાંસીમાંથી ફેફસાંનો વરમ વીગેરે થઇ આવેછે.

**ઉપાય—બીજા દરદની સાથે આવી ખાંસી થાય તો તે પ્રત્યેક દરદને અનુસરી ઉપાય કરવા જોઇએ.**

**આ દરદ ઉપર દવા લાંબો વખત પીવી જોઇએ તોજ તેનો ખરો ફાયદો થાય છે.**

**નં. ૧**—જવાસીર તથા ઇંદરામણા (ઇંદ્રવરણું) નો ગર સરખે ભાગે લઇ મગ જેવડી ગોળી વાળવી. **માત્રા ૧ થી ૩ ગોળી.**

**નં. ૨**—લીંડીપીપર, મરી, જવખાર અને દાડમની છાલ સરખે ભાગે લઇ મધમાં બોર જેવડી ગોળી વાળવી.

**માત્રા ગોળી ૧ થી ૪**

**નં. ૩**—જાયફળ, લોંગરી, તજ, તમાલપત્ર, બંગભસ્મ, કંકોળ, અગર કેસર એ દરેક એકેક વાલ, કપુર ૮ વાલ અને કસ્તુરી ૧૬ વાલ પાનના રસમાં જુવાર જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા ૧ થી ૨ વાલ.**

આ ગોળીઓ ઉધરસ તથા દમ ઉપર વપરાય છે.

**નં. ૪**—ભાંગરો, જવખાર અને કાળીજીરી સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચૂરણ કરવું **માત્રા તોલો ૦ા થી ૦ાા**

**નં. ૫**—સુધ હીંગળો, સુધ વછનાગ, મરી, લોંગ અને ટંકણખાર એ બધા સરખે ભાગે લઇ અરડુસાના રસમાં મગ મગ જેવડી ગોળીઓ વાળવી.

**માત્રા ૧ થી ૨ રતી** (આદુના રસમાં આપવી.)

**નં. ૬**—જવખાર, ઇંદરજવ, પીપર, મરી, આકડાના ફુલ, લવીંગ, ભોરીંગણી, ધંતુરાના પાન, સાજીખાર અને મીઠું એ સરખે ભાગે લઇ ચણોઠી પ્રમાણે ગોળી વાળવી **માત્રા ગોળી ૧ થી ૩**

આ ગોળીઓ ઉધરસ તથા દમ ઉપર પણ અપાય છે.

**નં. ૭**—ખજુર તોલા બે, ભોરીંગણીના ફળ તોલા બે કાય-ફલ તોલો ૦ાા, અઘેડાના બી તોલો ૧

ખજુરના ઠળીયા કાઢી, ભોરીંગણીના ફળને ખજુર ભેગા ખાંડવા પછી કોડીયામાં તપાવવું ત્યારપછી અઘેડાના બીને બાળવા પછી તમામ જણસોનું વસ્ત્રગાળ ચૂરણ કરી અરડુસાના રસમાં ચણીયાબોર જેવડી ગોળીઓ વાળવી **માત્રા ગોળી ૫**

ના. ૮—લોબાન......૪ ભાગ    અફીણ......½ ભાગ.
કપુર........૧ ભાગ    નવસાર......૨ ભાગ.

તેની મધમાં વાલ વાલની ગોળીયો વાળવી. દીવસમાં બે ગોળીઓ લેવી.

ના. ૯—લોબાનના ફુલ ૧ રતી } મધમાં એક ગોળી વાળવી
અફીણ ¼ રતી } તે દીવસમાં બે ત્રણ વ-
કપુર ½ રતી } ખત લેવી.

આ દરદ ઉપર ઈંગ્રેજી દવામાં કોડલીવર ઓઇલ સારો ફાયદો કરે છે.

ઉપરની દેશી દવાઓ આપવી તેની સાથે સારો ખોરાક તથા દુધ આપવાં ને તેની સાથે "લોહભસ્મ" શક્તી માટે ૧ થી ૨ રતી મધમાં આપવી. છાતી ઉપર રાઈ મારવી અગર ટરપીટન લગાડવું. ગળાની અંદર ખડખડાટ થતો હોય ગરમ પાણીની બાફ લેવી. ને ગળફા ઘણા અથવા દુર્ગંધી નીકળે તો ટરપીટન તથા નવસારની બાફ લેવાથી ફાયદો થશે. હવા ફેરથી પણ જૂની ખાંસીને ફાયદો થશે.

---

## ગુમડાં (નાના).

ત્વચાના થોડા ભાગમાં વરમ થાય છે તેની સાથે સોજો આવે છે તથા વેદના થાય છે કોઇવાર એક ગુમડું થાયછે. કોઇવાર એક પછી એક એમ ઘણા ગુમડાં થાય છે. ને શરીરના હરકોઇ ભાગ ઉપર થાય છે.

ઉપાય—ગુમડું પાકવા માટે પોટીસ લગાડવી.

ના. ૧—સોપારી ૧ ભાગ, આમળા ૧ ભાગ, મોરથુથુ ની ભાગ કાથો ૧ ભાગ એ બધા લઈ કાથા સીવાયની બાકીની ચીજો બાળી રાખ કરી પછી કાથો ભેળવવો તેને ઘીમાં અગર સાદા મલમમાં મેળવી લગાડવું.

ના. ૨—કસાંજણને ઘીમાં મલમ કરી ચોપડવો.

ના. ૩—કસાંજણ.................૩ ભાગ.
કપુર.................૧ ભાગ.
હાઇડ્રાજરી ઓક્સીકમરૂબરમ ૧ ભાગ.

ચપાને મીઠાની શુદ્ધાબ્જળમાં વાટી ચોપડવું શીષા ફટકીયા શુમડાં ઉપર સારી અસર કરેછે.

---

## ગુમડું મોટું (ગડ).

જ્યારે કોઇ ભાગનો સોજો અને દાહ થઇ અંદર પાકે છે તેને ગડ કહે છે.

ઉપાય—ગડ બરાબર પાક્યું માલમ પડે એટલે તેને ફોડી પરૂને બહાર રસ્તો આપવો ગડ પાકયું ન હોયતો તેને, બાજરીની, ઘઉંની, કાંદાની, લીંબડાના પાનની પોટીસ કરી બાંધવાથી જલદી ગડ પાકી જાયછે ત્યારપછી તેના ઉપર પટી મૂકવાથી રુઝાયછે

નં ૧ કારબોલીક એસીડ ૧ ભાગ } મીશ્ર કરી
તાજું તલનું તેલ ૧૬ ભાગ } પટી કરી

ઉપર મૂકવી.

---

## ગુલ્મ ( ગોળો ).

પવનને લઇને પેટની અંદર અનેક જાતના ગુલમ થાય છે ને તે એક પ્રકારનું અજીર્ણ છે. જેથી પેટમાં દુખી પેટ ચડી આવે છે. ને પેટમાં હરકોઇ જગાએ દુખેછે. ને કેટલીક વખતે ગોળો અમુક જગ્યામાં દેખાઇ રહે છે. ને પેટમાં ફરતો નજરે જણાય છે.

ઉપાય—અજીર્ણના વીષયમાં જે દવાઓ લખી છે. તે આ દરદ ઉપર લાગુ પડશે.

ના. ૧—નસોતર વાલ ૧, હીંગ તોલો ૧, સોચત્ર વાલ ૧, સંચળ વાલ ૧, સાચો ખારો (પાપડખાર) વાલ ૧, જીરૂ કાલ ૧, મરી વાલ ાા, ઓથમુંજીરૂં વાલ ૧ લસણ વાલ ૧ વાવડીંગ વાલ ૧, અજમો વાલ ૧, આમલવેતસ વાલ ૧, હરડે વાલ ૨, સઇ તોલો ાા એ બધી જણસોને વાટી બીજોરાના રસમાં ગોળી મોટા બોર જેવડી કરી ઊંટના દુધમાં બે ગોળી સવાર, સાંજ આપવી.

ના. ૨—અરધો તોલો કુંવારનો ગર તેમાં સુંઠ, મરી, પીંપર તથા સોંચળ વાલ વાલ લઇ તેનું ચૂરણ કરી ગરમાં મીલાવી ઘી સાથે ખાવું ખાઇ જવું.

**નં. ૩**—હીંગ, સિંધવ, કુટકી, રાઇ અને સુંઠનું સમભાગ ચૂર્ણ કરી રૂ. પા પા ભારનું રોજ સેવન કરવું ગોટો ચઢી આવે ત્યારે એરંડીયલ તેલ તથા હીમેજનો જુલાબ આપવો. પેટ ઉપર તેલ લગાડી શેક કરવો.

**નં. ૪**—એક્સટ્રાક્ટ બેલાડોના ગ્રેન આઠની ગોળી ૨૪ કરી તેમાંથી, સવાર, બપોરને સાંજ એકેકી લેવી.

તેથી ગુલ્મ મટશે ને દસ્ત સાફ આપશે.

---

## ગંડમાળ (કંઠમાળ)

ગળાની આસપાસ એક કરતા વધારે અથવા એકજ ગાંઠ થાય છે. તે પાછળથી ધીરે ધીરે વધવાથી ફેલાઇ જાય છે. આ ગાંઠ કોઇ વાર પાકતી નથી. ને ઘણી મુદત સુધી એમનાએમ રહે છે. ને કોઇ વાર પાછળથી પાકે છે. ને ફુટે છે. ને તેને રૂઝાતા ઘણોજ વખત લાગે છે. આ ઘણોજ જીર્ણ રોગ છે.

**ઉપાય**—બે પ્રકારના છે. ખાવાના તથા ચોપડવાના શરીરમાં લોહી સુધરે તેવા ઉપાય કરવા. સારો પોષ્ટીક ખોરાક, ગરમ કપડાં પહેરવા, દરિયાની હવામાં રહેવું "લોહ ભસ્મ" ૧ થી ૨ રતી સુધી મધમાં સવાર, સાંજ આપવું. ઇંગ્રેજી દવામાં કોડલીવર ઓઇલ સારો ફાયદો કરે છે.

**નં. ૧**—ખાજવણીના મુળની રાખ, ભોરંગણીના ઝાડની રાખ ગાયના ઘીમાં મલમ કરી ચોપડવું.

**નં. ૨**—કુકડાની હગાર, ચુનો, ગોળ જુનો એ બધાને ભેગા કરી ઘીમાં મલમ કરી ચોપડવું.

**નં. ૩**—ત્રણ વરસનો જુનો બાજરો લઇ આકડાના દુધના સાત પટ દેવા. પછી સુકાયા બાદ તાવડીમાં બાળી રાખ કરી ગાયના ઘીમાં મલમ કરી ચોપડવું.

---

# આંટી ( ટાંકી જુઓ )

# ચુંક ( આંકડી જુઓ )

# જવર ( તાવ જુઓ )

## જળોદર ( જળંદર ). ( DROPSY )

પેટની અંદર પાણી ભરાવું તે દરદનું નામ જળોદર સોજાની અંદર શરીરના બીજા ભાગમાં પણ પાણી ભરાય છે. તેને પણ જળંદર કહે છે. હાથ પગની ત્વચા નીચે પાણી ભરાય છે. ત્યારે તેને આપણે થોથર અને સોજા કહીએ છીએ. આ પાણી લોહીની અંદરથી આવે છે. આ વિષયમાં પેટનું જળંદર તથા સોજાનું ભેગું વર્ણન થશે. એ બેઉ ઘણું કરીને સાથે હોય છે ને કોઇવાર જૂદા જૂદા પણ હોય છે. પગના સોજા હોય ને પેટનું જળંદર હોતું નથી અગર જળંદર હોય ને પગના સોજા હોતા નથી. જ્યારે કોઇ ભાગમાં આ પ્રમાણે પાણીને લીધે સોજા હોય ત્યારે તે ભાગ ઉપર આંગળી મૂકી દાબવાથી ખાડો પડે છે અને થોડીવારમાં તે ખાડો આપોઆપ સાફ થઇ જાય છે. પેટની અંદર પાણી થોડું હોય ત્યારે તે પખાલની પેઠે હાલે છે.

**કારણ**—જળોદર થવાના ઘણા કારણ છે. લોહીમાં બગાડ થવાથી, ઝેરી ખરાબ વિકારોનું મીશ્રણ થવાથી જેવાં કે, રક્તાશયના દરદ, તેના પડદાના દરદ, ફેફસાનાં દરદ, મૂત્રપીંડ, કલેજું તથા બરોળના દરદ આવી જાય છે.

રક્ત નળી ઉપર કોઇ ગાંઠનું દબાણ થાય જેમકે હમેશના વખતમાં ગર્ભસ્થાનના દબાણથી સ્ત્રીના પગ કોઇવાર સૂજી આવે છે. રક્તદોષ જેમકે પાંડુ રોગમાં તાવની વખતમાં શરદી અગર ઠંડીને લીધે સોજા ચડી આવે છે. શીળી અને ઓરીમાં ગરમી બહાર ફુટી નહીં નીકળતાં અંદર સમાઇ જવાથી, ઘણું લોહી જવાથી, ગાત્ર નબળાઇથી તથા કેવળ ઠંડીને લીધે જળંદર થાય છે.

**ચિન્હ**—જળોદરના ચિન્હ તેનાં મૂળ કારણના પ્રમાણે જુદા જુદા હોયછે. ૧ પાંડુ રોગને લીધે જળંદર થાય ત્યારે ઘણુંકરી

પહેલાં પગ ઉપર સોજા ચડે ત્યાર પછી તે વધીને આખે શિશ્ન પણ સુજી આવે અને પેટ મોટું થાય. દરદીને ઘણા દિવસ તાવ આવેલો હોય, તેને લીધે બરોળની ગાંઠ પણ હોય, પેસાબ થોડો ઉતરે છે. નબળાઇ ઘણી હોયછે. દસ્ત સાફ ઉતરે નહીં. ને કાનમાં ઘોંઘાટ થાયછે.

૨. **રક્તાસયના રોગથી થતું જળોદર**—છાતીમાં ધબકારો, થોડી ખાંસી આવેછે. અને તેમાં ક્વચિત લોહી પડેછે, ઉંઘ બરાબર આવતી નથી સ્વપના આવેછે. અને ખાંસીને લીધે જાગવું પડેછે. માથું દુઃખે, બાસ્તી લાગે, તથા ખાધેલું પાચન થાય નહીં. પછી પગના કાંડા ઉપર સોજા આવે, અગર આંખના પોપચાઉપર બેથર આવેછે પછી આસ્તે આસ્તે પગ અને પેટપર સોજા ચડેછે. કોઇવાર હાથ પગમાં સોજા હોય પણ પેટનું જળંદર હોતું નથી કોઇવાર ઘણા સોજા હોયછે પણ વિશેષ કરી આ દરદમાં જળંદર કરતાં દમ અને ખાંસીના ચિન્હ વધારે જોરાવર હોયછે.

૩. **મૂત્રપીંડના રોગથી થતું જળંદર**—મૂત્રપીંડના તીક્ષણ અને દીર્ઘ વરમને લીધે જળંદર થાય છે. કમરમાં એક અગર બેઉ બાજુએ દુખાવો થાયછે પેસાબ ઘણી વખત કરવો પડેછે પણ ઘણો થોડો ઉતરે છે. પહેલાં ચહેરો અને પગ સુજવા માંડેછે. પછી આખું શરીર સુજી આવેછે. મૂત્રપિંડના દરદમાં વખતે હાથ, પગ, ચહેરો તથા પેટ એટલાં તો સુજી જાય છે કે રોગીથી બેસવું ઉઠવું પણ મુશ્કેલીથી બનેછે. સુજી ગએલાં પોપચાંની અંદર જાણે આંખ દટાઇ જાય. હાથ, પગ શિશ્ન અને વૃષણ જાડાં થઇ જાય છે તે એટલે સુધી કે છેલે ત્વચા ફુટીને પાણી વહેવા માંડેછે.

વખતે મૂત્રપીંડમાં સુધારો થાય અને જળંદર હળવે હળવે દુરસ્ત થઇ જાયછે અગર થોડું કમી થઇ તેમના તેમ રહેછે અથવા ફરી વધે અગર તેની અંદર બીજા દરદ ઊત્પન્ન થઇ રોગીનો છેડો આવેછે.

૪. **કલેજાના રોગથી થતું જળંદર**--કલેજાના રોગથી નારંગોળ જળંદર થાય છે. ત્યારે પહેલાં પેટ મોટું થાયછે. પગ તથા શરીરના બીજા કોઇ ભાગપર સોજા કોઇ વાર આવતા નથી. અને કદાચ આવેછે તો પહેલાં પેટ વધી પડેછે.

ઉપાય—જળાદર એ મુળ રોગ નથી. તેનું મૂળ બીજા દરદમાં હોય છે. તે ઉપરનાં કારણુથી જાણ્યું હશે. ઘણીવાર મૂળ રોગ એવો હોય છે કે જીવ લીધા વગર જતો નથી તેથી જળંદરનું પાણી ઘણું વધી ન જાય તેટલોજ ઇલાજ કરી સંતોષ માનવો જોઇએ. જળંદર દુરસ્ત કરવામાં લોહીને સુધારવું, પેસાબ વધારવો, ને જુલાબની વૃદ્ધી કરવી ને પાણી ઘટાડવું ને છેવટ જરૂર પડે તો કોઇ ભાગને ફોડી પાણીને રસ્તો આપવો.

પાંડુરોગને લીધે જળંદર થયું હોય ત્યારે તથા નબળાઇથી તથા બરોળને લીધે જળંદર થયું હોય તેમાં સખત જુલાબ વાપરવાની જરૂર નથી. કારણુકે જુલાબથી નબળાઇ વીશેષ આવેછે ને જળંદરમાં વધારો થાય છે. ફક્ત દસ્ત, પેશાબ સાફ આવે ને લોહી સુધરે તેમ કરવું.

**ના. ૧**—સાટોડીના સૂકા મૂળીયા રૂા. ૧)ભાર સવાર, સાંજ બે વખત થઇ પાણીમાં આપવા.

**ના. ૨**—સાટોડી, પરોળ, સુંઠ, દેવદાર, કડુ, ગળો અને હરડે એ દરેક રૂા. ०। ભાર લઇ તેનો કવાથ કરી બે વખત આપવો.

**ના. ૩**—
- કાયદાન વાલ એક
- લોહાનો અર્ક ટીપા ૪૦
- કલંભાનો કવાથ ઔસ ૩

સર્વે દવા મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવી,

**ના. ૪**—
- ફ્રાસ ફેટ ઑફ આર્યન ૬ ગ્રેન
- ઝેર કોચલાનું સત્વ ૧ ગ્રેન
- કડુનું સત્વ ગોળી વળે તેટલું

મીશ્ર કરી બેગોળીકરવી તે સવાર, સાંજ આપવી.

**ના. ૫**—"સારસા પરેલા" આપવા.

ઘરમાં રહેવું, ગરમ કપડાં પહેરવાં, પગે સોજા ઉપર પાટા બાંધવાને પગ ઉંચા તકીયા ઉપર રાખવાથી સોજા તરત ઉતરી જશે.

**ના. ૬**—મંડુર તથા લોહ ભસ્મ ગાયના મુત્રની સાથે ०। વાલથી ૧ વાલ સુધી આપવું. લોહની દવાથી હમેશાં ઝાડે કબજ થાય છે. માટે, સોનામુખી, એળીયો, એરંડીયું વીગેરે આપી દસ્ત સાફ રાખવો.

**રક્તાશયના રોગથી જળંદર થાયછે તે મટવું ઘણું [illegible]**
[illegible] પેશાબ તથા જુલાબ લાવનારી દવા આપવી.

| | | |
|---|---|---|
| **ના. ૭**—પોટાસ એસેટાસ | દ્રામ ૧ | મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું. |
| સ્પીરીટ ઇથર નાઇટ્રોસી | દ્રામ ૧½ | |
| ટીંચર ડીજીટેલીસ | મીનીમ ૧૫ | |
| ટીંચર સેનેગા | દ્રામ ૧ | |
| કલંબાનો કવાથ | ઔંસ ૩ | |

સોનામુખી, વિલાયતી મીઠું વિગેરે જુલાબ આપવા.

**ગુરદાના રોગને લીધે** જળંદર થયું હોયતો.

જુલાબ બે ચાર દીવસને અંતરે આપવો હમેશાં આપવો નહીં કારણ કે તેથી મરડો, ઝાડો થઇ જવા સંભવ છે. ગુરદા ( મૂત્રપીંડ) ના દુખાવા ઉપર, ગરમ પાણીનો શેક કરવો રાઇ મુકવી. અગર ગરમ પોટીસ લગાડવી.

**ના. ૮**-ગરમાળાનો ગોળ તોલો ાા, નસોતર તોલો ૦ા, સોનામુખી તોલો ૦ા, હરડેદળ (હરડેની છાલ) તોલો ૦ા, ઇંદ્રામણાનું મુળ તોલો ૦ાા, ગંઠોડા તોલો ૦ાા, કરીયાતુ તોલો ૦ાા, સાટોડીનું મુળ તોલો ૦ાા, ભાંગરો તોલો ૦ાા, દારૂહળદર તોલો ૦ાા, દ્રાખકાળી તોલો ૦ાા, દેવદાર તોલો ૦ાા, ગોળાધરી લાકડું તોલો ૦ાા, પડી બે કરવી પડી એક પાણી શેર ૧ માં ઉકાળી શેર ૦ા રહે ત્યારે ઉતારી સવાર, સાંજ બે વખત પાવું. જુલાબ વધારે થાય તો, નસોતર, સોનામુખી બે દીવસ કમી કરવા, પછી વળી નાંખવા.

ઉપરની દવા કલેજાના રોગને લીધે જળંદર થયું હોય તેમાં પણ અપાય છે.

**કલેજાના રોગને લીધે** જળંદર થયું હોય તેમાં સખત જુલાબ આપવાને હરકત નથી પણ ધ્યાન રાખવું કે વિશેષ નબળાઇ થાય નહીં

**ના. ૯**—હરડે તોલો ૦ા ભેંસના મૂત્રમાં વાટી આપવી.

**ના. ૧૦**-મૂળાના પાન, પીલુડીના પાન વાટી સોજા ઉપર ચોપડવા.

**ના. ૧૧**—સાટોડી, એરંડી, ત્રીફળા ને વજ વાટી ચોપડવું.

**ના. ૧૨**—વડની વડવાઇ ૧) ભાગ, જેઠીમધ ૧ ભાગ, ઉપલેટ ૩ ભાગ, કમળકાંકડીના બીંજ ૪ ભાગ ને સાંઠીચોખા ૫ ભાગ વાટી ચૂર્ણ કરી માત્રા તોલો ૦ાા થી ૧ ગોળમાં આપવું.

## ઝાડો, (અતિસાર) અને મરડો અને સંગ્રહણી.

ઝાડો તથા મરડો અને સંગ્રહણી આ ત્રણે દરદનો સમાવેશ એકજમાં કર્યો છે. પણ દવાઓ દરેકની આ સાથેજ જુદી જુદી દરસાવી છે.

**ઝાડાના ચિન્હ**—ઝાડો પાતળો જુલાબ જેવો ઉતરે છે ને તે આપોઆપ ઉતરેછે. વધુ પડતો ખોરાક ખાવાથી, કૃમીથી તથા સરદીથી ઝાડો થાય છે. કોલેરાના પૂર્વરૂપમાં ઝાડો થાય છે, અને ક્ષયમાં પણ ઝાડો થાયછે.

**મરડાના ચિન્હ તથા કારણ**—મરડામાં પેટમાં અમળાઇને ઝાડો થાયછે. ઝાડે ઘણીજ વખત જવું પડેછે ઝાડામાં જળસ અને લોહી પડેછે.

શરદી અગર ઠંડીથી મરડો થાય છે તેમજ અતિશય મરચાં વીગેરે ગરમ ખોરાક ખાવાથી પણ મરડો થાય છે વળી ખરાબ હવા ને પાણીને લીધે મરડો થાય છે.

**સંગ્રહણી**—અતિસાર તથા મરડો ઘણા મહિના કે વર્ષ ચાલે તેને સંગ્રહણી કહે છે. તેની સાથે જઠરાગ્નિ મંદ થાય છે. ખાધું પચતું નથી. વખતે પગે થેથર આવે છે. શરીર નંખાઇ જાય છે. અને છેવટે મૃત્યુ નિપજે છે.

ક્ષય, કલેજાના દરદ અને સોજામાં છેવટે એકાએક અતિસાર ઉપડે છે તે દરદીનો નાશ કરે છે.

**ઝાડાના ઉપાય**—કોઇ વખત એવું બને છે કે આંતરડાની અંદર કઠણ મળ ભરાઇ રહે છે ને થોડો થોડો પાતળો ઝાડો ઉતરે છે તેની સાથે ચુંક આવે છે જો આવા દરદીને ઝાડો બંધ કરવાના ઓસડ આપવામાં આવે તો ફાયદાને બદલે નુકસાન થાય છે માટે આવા દરદીને પહેલાં ઝાડો સાફ લાવવો માટે બે ત્રણ તોલા એરંડીયું તેલ સુંઠના ઉકાળામાં આપવું આવું કારણ ન હોય ને ઝાડો થતો હોય તો નીચેની દવા આપવી.

### નાં. ૧—તજનું ચૂર્ણ.

તજ, એળચી અને સુંઠ સમભાગે લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું માત્રા ૧ થી ૨ વાલ દીવસમાં ત્રણ વખત આપવું.

### ના. ૨—હીરાદખણનું ચૂર્ણ.

હીરાદખણ ૩¾ તોલા અફીણ તોલો ૦॥ તજ તોલો ૧ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું માત્રા ૧ થી ૪ વાલ.

**ના. ૩ અફીણનું ચૂર્ણ. માત્રા ૧ રતીથી ૧ વાલ.**

અફીણ ૧½ તોલો કાળા મરી ૨ તોલા સુંઠ ૫ તોલા. ઈંદ્રજવ ૬ તોલા ગુંદર ૦॥ તોલો ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

**ના. ૪ ચાકનું ચૂરણ. માત્રા ૨ વાલથી ૧૦ વાલ સુધી.**

| | |
|---|---|
| તજ તોલા ૪ | કેસર તોલા ૩ • |
| જાયફળ તોલા ૩ | લવીંગ તોલો ૧½ |
| એળચી તોલો ૧ | સાકર તોલા ૨૫ |
| ચાક તોલા ૧૨ | ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. |

### ના. ૫—ચાક તથા અફીણનું ચૂર્ણ.

ચાકનું ચૂર્ણ તોલા ૯¾ અફીણ ¼ તોલો બંનેને મીશ્ર કરવા.
" **માત્રા ૨ વાલથી ૧૦ વાલ.**

### ના. ૬ લવીંગાદી ચૂર્ણ.

| | |
|---|---|
| લવીંગ તોલો ૦॥<br>એલચી તથા જાયફળ અડધો તોલો<br>અફીણ વાલ ૧ | મીશ્ર કરી વસ્ત્રગાળ ચૂરણ કરવું. |

**માત્રા બેઆનીથી પાવલા ભાર** સુધી ઉના પાણીમાં આપવું.

ઉપરના ઓષધ આપના, પરેજ રાખવી, હલકો ખોરાક લેવો ભારે અનાજ ખાવું નહીં. ઠંડીમાં બેસવું નહીં.

**ના. ૭**—અફીણ તથા કેસર બંને સરખે ભાગે ચોખાના દાણા જેટલું આપવું.

**ના. ૮**—હીંગળો એક ભાગ અફીણ દોઢ ભાગ ટંકણખાર અરધો ભાગ અને જાયફળ બે ભાગ એનું ચૂર્ણ કરવું એમાંથી ચણા જેટલું ગાયના દૂધ સાથે આપવું. તેથી અતિસાર દૂર થશે.

**ના. ૯**—અતીવીષ, કડા છાલ અને ઈંદરજવનું ચૂર્ણ ચોખાના ધોવણમાં બે આનાથી પાવલી ભાર આપવું.

### ના. ૧૦ ભાંગનું ચૂર્ણ.

ભાંગ ૧ દ્રામ જાયફળ ૦॥ દ્રામ એળચી ૦॥ દ્રામ

વજ ૧॥ ડ્રામ સાકર ૬ ડ્રામ ક્રીમસ્તટ્રી ૦॥ ડ્રામ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. માત્રા ૩૦ થી ૬૦ ગ્રેન.

---

## મરડાના ઔષધો.

ના. ૧—સુંઠ, વરીયાળી દરેક પૈસા ભાર લઇ ખાંડી પાણી શેર ૦॥ માં ઉકાળી શેર ૦)॥ નવટાંક પાણી રહે ત્યારે ઉતારી તેમાં એરંડીયું તોલા ૨॥ નાંખી પીવું.

ના. ૨—કેરીની ગોટલી, બીલીનો ગરભ, ધાવડીના ફુલ, મોચરસ, જાંબુના ઠળીયાની ગોટલી, અજમો, ઇંદરજવ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. માત્રા તોલો ૦॥ થી ૧ દહીંમાં આપવું.

ના. ૩—આંબાની ગોટલી, સુંઠ, જાયફળ એ દરેક અરધો અરધો તોલો સાકર અને ખસખસ અકેક તોલો ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું માત્રા તોલો ૦॥ થી ૦॥।

ના. ૪—બીલીનો ગરભ દોઢ ભાગ વરીયાળી ૧ ભાગ સુંઠ ૦॥ ભાગ સાકર ૧ ભાગ મીશ્ર કરવું માત્રા તોલો ૦। થી ૦॥

### ના. ૫—દાડીમાષ્ટક ચૂર્ણ.

જાયફળ, જાવંત્રી, લવીંગ, એળચી, સુધ હીંગળો, લોદર, માયા, અતિવિષ, મોચરસ, કાથો, ધાવડીના ફુલ, અજમો અને ભાંગ એ દરેક અકેક ભાગ તથા અફીણ અને બીલી બે ભાગ ખાંડી ચાળી કાચા દાડમમાં પૂટ દેવું પછી તેની ચણા જેવડી ગોળી કરવી માત્રા ગોળી બબે સવાર સાંજ છાશની સાથે આપવાથી મરડો મટે છે.

બીલીનો મુરબ્બો તથા સફરજનનો મુરબ્બો પણ મરડા ઉપર લાગુ પડે છે.

---

## સંગ્રહણીના ઔષધો.

ના. ૧—કડા છાલ તથા નાગકેસરનું ચૂર્ણ કરવું.
માત્રા બે આનાથી પાવલા ભાર છાશમાં આપવું.

ના. ૨—ગોરોચન (ગૌચંદન) કેસર, સુંઠ, હીંગલો જાવંત્રી એ દરેક તોલો ૦॥ અને ચણીકબાબા તોલા ૪ તથા લવીંગ,

જાયફળ અફીણ અને એલચી એ દરેક વા તોલો લેવી ગોળી અફીણના પાણીમાં ચણા જેવડી કરવી. ચોખાના ઓસામણમાં આપવી.

માત્રા ૧ થી ૪ ગોળી.

| | |
|---|---|
| ના. ૩—શુદ્ધ ભાંગ ત્રણ ભાગ<br>ખસખસ એક ભાગ | વસ્ત્રગાળ ચૂર્ણ કરવું<br>માત્રા તોલો ૦ |

ના. ૪—આંબલીના પાન, જાંબુના પાન અને આંબાના પાન દરેક સરખે ભાગે સુકા પાન લેવા વસ્ત્રગાળ ચૂર્ણ કરવું.

| | |
|---|---|
| ના. ૫—ડોવર્સ પાવડર ગ્રેન ૨૪<br>ગાલીક એસીડ „ ૬૦<br>બીસમથ સબનાઇટ્રાસ „ ૩૦ | ત્રણે દવા ભેગી કરી તેના ત્રણ સરખા ભાગ કરી દર ચાર ચાર |

કલાકે આપવા.

| | |
|---|---|
| ના. ૬—સ્યુગર લેડ ગ્રેન ૮<br>અફીણ „ ૧<br>મધ જરૂર જેટલું | ગોળી ત્રણ કરવી દીવસમાં ત્રણ વખત લેવી. |

ના. ૭—મોરથુથુ રતી ૧) અફીણ રતી ૧) ગલોનું સત્વ રતી ૧) જાવંત્રી વાલ ૧) ગોળી ૪ તલસીના પાનના રસમાં બનાવવી માત્રા ગોળી ૨.

---

## ઝેરનો ઉપાય.

ઝેર બે પ્રકારનું હોય છે. ૧ સ્થાવર. ૨ જંગમ.

૧ સ્થાવર ઝેરમાં વનસ્પતિમાં, કંદ, મૂળ, ફળ, પાંદડાનો સમાવેશ થાય છે.

૨ જંગમ તે સર્પાદિ જાનવરો ડંખ, વાળ, નખ પ્રત્યાદીથી ઝેર ચઢે છે.

### અફીણ.

ચિન્હ—અફીણ ખાધા પછી ૧૫ મીનીટથી તે બા કલાક સુધીમાં તેની અસર જણાય છે. વધારે પ્રમાણમાં અને પ્રવાહી સ્થીતિમાં લીધું હોય તો તરત અસર જણાય છે. પહેલાં ચક્કર આવે છે. ઝોકાં આવે છે ગ્લાની ઉત્પન્ન થાય છે. માણસ બેશુદ્ધ થવા માંડે છે. ધીમે ધીમે તદન બેશુદ્ધ થઇ જાય છે. પહેલાં દર-

ઉને મોટી હાક મારવાથી અથવા હલાવવાથી જવાબ આપે છે પણ વિશેષ વખત થવાથી જવાબ આપી શકતો નથી. જો સારૂં થવાનું હોય તો ઝાડો, ઉલટી થાય છે ને સારૂં થવાનું ન હોયતો ઝાડો, ઉલટી થતા નથી પેટ ચડી આવે છે મૃત્યુ નીપજવાનું હોય શરીર ઠંડુ થઇ મરણ પામે છે.

ઉપાય—રાઇના લોટને ગરમ પાણીમાં નાંખીને ઉલટી કરાવવી. ગળામાં પીછું ઘાલી ઉલટી કરાવવી. માથા તથા ચહેરા ઉપર ઠંડુ પાણી છાંટવું. જ્યાંસુધી સુધીમાં આવે ત્યાંસુધી છાંટયા કરવું. શુધીમાં આવે કે, તરત ખુંદની કાફી આપવી. દરદીને ઉંઘવા આપવો નહીં કારણ કે શુધીમાં આવ્યા પછી કેટલી વખત બેશુધ થઇ માણસ મરી જાય છે. ખુંદ ન હોય તો ચા આપવી.

| | |
|---|---|
| ના. ૧—રીંગણીનો રસ રૂ. ૫ ભાર<br>દુધ રૂ. ૧૦ ભાર | મીલાવી અરધા અરધા કલાકને છેટે બે વખત પાવું. |

ના. ૨—કાળીયા સરેસના ઝાડના પાંદડા શેર ૦। લઇ પાણીમાં વાટી રસ કાઢી પાઇ દેવું.

ના. ૩—પીપળાના થડમાં જે ડાંખળી થાય છે તે પૈસાભાર લઇ પાણીમાં વાટી પાઇ દેવું.

ના. ૪—દુધેલીના પાનને વાટી રસ કાઢી પાઇ દેવું. દુધેલીના વેલાં થોર ઉપર થાય છે.

સ્રીયો અફીણ યોનીમાં પહેરેછે ને તેથી મૃત્યુ થાય છે તેની દવા.

| | |
|---|---|
| ના. ૫—ગુલાબના પાંદડા તોલો ૦।<br>શાહજીરૂ „ ૦।<br>રતવેલીયો અગર તાંદલજાનો રસ તોલો ૦। | સરવેને વાટી બધાનો રસ કરી લુગડાથી ગળી લેવું. રૂના પોલમાં |

બોળી તે દવાવાળા પોલ યોનીમાં રાખવા.

---

## આકડાનું દૂધ તથા થોરનું દૂધ.

આકડાનું દૂધ દાહક છે તેથી ચરમ તથા બળતરા થાયછે.

ઉપાય—દૂધ જો આંખમાં પડ્યું હોય તો ગાયનું ઘી ચોપડવાથી મટી જાયછે ને કદાચીત ખાવામાં આવ્યું હોય તો કરેડીની છાલ પાણીમાં વાટી પાવી તથા, છાલને મોઢામાં રાખવી. કરેડીની છાલને પાણીમાં ઘસી આંખે આંજવી, તથા ગાયના દૂધની ધાર આંખમાં કરવી.

થોરનું દૂધ પેટમાં જવાથી, ઝાડા તથા ઉલટી થાયછે. તેમાં સળીઆ, થોરનું દૂધ વિશેષ ઝેરી છે તેનાથી ઝાડા, ઉલટી તથા દાહ થઇ મૃત્યુ થાયછે.

ઉપાય—થોરનું દૂધ જો આંખમાં ગયું હોય તો બકરીના દૂધની ધાર તેમાં કરવી. ને થોરનું દૂધ ખાવામાં આવ્યું હોય તો ઘી તથાગાયનું દૂધ ખુબ પાવું.

---

## કોદરા.

કોદરાનું ધાન ગરીબ લોકો ખાયછે તે કોઇવાર ઝેરી હોયછે એ ખાધા પછી અરધા કલાકે માથું ફરવા લાગેછે, અંગ ધ્રૂજે છે ઉલટી થાયછે. કોઇવાર લોહી પડેછે એનાથી ઘણુંકરી માણસ મરતો નથી.

ઉપાય—ભૂરા કોળાનો રસ રૂા. ૨)ભાર તથા ગોળ રૂા. ૧)ભાર નાંખી પાવાથી કોદરાનો મીણો ચડેલો ઉતરી જાયછે.

---

## ઝેરકોચલા.

ચિન્હ—ઝેરકોચલાનું ઝેર થોડી મીનીટે અથવા કલાક બે કલાકે ઉત્પન્ન થાયછે. તરતજ ધનુરવા જેવા આંચકા આવવા લાગેછે. પગ, માથું જમીન ઉપર રહી આખું શરીર કમાનની પેઠે વળે છે. પગ લાંબા, કઠણ ને એક બીજાથી છેટે હોય છે. અને તે અંદર અગર બહાર વળેછે. મસ્તક પાછળ ખેંચાય છે. પેટ બહુ કઠણ હોય છે. મૂખ કાળાસપર ને સૂજેલું હોયછે. દાંત બંધ થએલા હોય છે, તરસ ઘણી લાગેછે. ગળું સુકાય છે, પેટમાં ચૂંક આવેછે. હાથ પગમાં કળતર થાયછે. પસીનો વળેછે. આંચકા આવેછે. આંચકા ન હોય ત્યારે દાંત ઉઘડે છે. માણસ બોલી શકે છે. તેમજ ગળી પણ

મૂકે છે. ઓચ્છ વારંવાર આવેછે અને વધારે વાર રહેછે અને ઘણું-કરી બે કલાકની અંદર માણુસ મરી જાય છે.

ઉપાય— ઉલટી કરાવવી. તથા જુલાબ આપવો. તંબાકુને પાણીમાં વાટી પાવાથી ઝેરકોચલાનું ઝેર ઉતરે છે એમ ન્યાયવૈદક નામના ગ્રંથમાં લખેલ છે.

## ધંતુરો.

આ ઝાડનો બધો ભાગ એટલે મૂળ, ફળ, પાંદડાં અને ડાંખળાં ઝેરી છે. એના બી તથા ભુકી ખાવાના પદાર્થમાં મેળવી દેવાય છે. વટેમાર્ગુને લૂટવાસારુ ચોર લોકો ધંતુરાનો ઉપયોગ કરેછે.

ચિન્હ—ધંતુરાના બીની ભૂકી અથવા રસ વિશેષ ખાવામાં આવે તો તરત બેશુદ્ધ થાયછે. બી ખાધા હોય તો થોડી મીનીટમાં અગર અરધા કલાકમાં, ગળું સુકાય, તરસ લાગે, માથું ફરે તાણ આવે અને માણુસ જેમ કાંઇ શોધતો હોય તેમ ફાંફાં મારે, દરદી બબડે છે. હસે છે. આખરે બે સુધ્ધ થાય છે, ધંતુરો બહુ ખાવામાં આવ્યો હોય તો સરદી થઇ માણુસ મરી જાય છે. આ ઝેર હાથ પગના ચાળા ઉપરથી ઓળખાય છે. ધંતુરાનો નિસો ઘણું કરી બે ત્રણ દિવસ સુધી રહે છે.

ઉપાય—ઉલટી કરાવવી પછી એરંડીયાનો જુલાબ આપવો.

ના. ૧—રીંગણીનો રસ દસ પૈસા લઇ પાવાથી ઝેર ઉતરી જાય છે.

ના. ૨—ખેરસારને પાણીમાં વાટી પાવાથી મટે છે.

## ભીલામા.

ભીલામાના બીનું તેલ શરીરે લાગવાથી ફોડલા થઇને ચાંદા પડે છે. ને બહુ ઉઠી આવે તો મૃત્યુ થાય છે. દવા તરીકે ખાતાં કેટલીકવાર ભીલામું ફૂટી નીકળે છે. તેને લીધે ચળ બહુ આવે છે,

ઉપાય—કોપરેલ અથવા તેલ તલનું તાજુ લગાડવું કોપરૂં ખાવા આપવું. માખણ, તલ, અને દુધને વાટી લેપ કરવાથી આરામ થાય છે.

## મોરથુથુ તથા જંગાલ.

ચિન્હ—પેટમાં દુખે છે. બગાસા આવે છે. ઓડકાર આવે છે. લીલા તથા આસમાની રંગની ઉલટી થાય છે, રેચ થાય છે. ગોડલી ચડે છે કેટલીકવાર ફ્રમળો થાય છે.

ઉપાય—ઘણુ ઘીની લાપસી કરી ખવરાવવાથી ઝેર તદન નીકળી જાય છે.

## વછનાગ.

આ ઝેર સર્વે ઝેર કરતાં સખત ઝેર છે

ચિન્હ—મોઢામાં અગન બળે છે, અને તમંતમાટ થાય છે. ગળામાં અગન થાય છે, ઉલટી થાય છે. જ્ઞાનશક્તિ કમી થાયછે. ફ્રુરી આવે છે. દ્રષ્ટી મંદ થાય છે. કાનમાં ઘોંઘાટ થાય છે ગળું સંકોચાય છે, મોઢામાં ફીણુ આવે છે. બધું શરીર અકડાઇ જાયછે. શક્તિ નાશ પામે છે. અંગ કંપે છે. વાચા બંધ પડે છે. અંગ થંડુ પડે છે. ઘામ છુટે છે. મોઢું ફીકું પડે છે. અને દરદી મરણુ પામે છે.

ઉપાય—ઉલટી કરાવવી કેટલીકવારે એરંડીયું આપવું કાફી આપવી.

ના. ૧—લીલા લીંબુનો રસ લઇ તેમાં મીઠું નાંખી પાવાથી આરામ થાય છે માત્રા રૂા. ૫-૧૦ ભાર.

ના. ૨—તાંદલજાનો રસ પા પા કલાકે પાવાથી જલદી આરામ થાય છે. માત્રા રૂા. ૧૦-૨૦ ભાર (રસ)

---

## સોમલ તથા હડતાલ.

ચિન્હ—શરૂઆતમાં હોજરીની જગાએ દુખે છે તથા અગન બળવા માંડે છે. ઉલટી થાય છે. થોડા વખત પછી આખા શરીર ઉપર વેદના પ્રસરે છે. પેટ ફુલે છે. તરત ઝાડા થવા માંડે છે. પેશાબમાં અગન બળે છે. તરસ બહુ લાગે છે. આંખ રાતી થાય છે, ને અગન બળે છે. માથું દુખે છે. તરફડીયા મારે છે. પગમાં કળતર થાય છે. હાથ પગ ખેંચાય છે. જો મરવાનો હોય તો સરદી થાય છે ને આંચકી થઇ મરણુ પામે છે.

ઉપાય—ઉલટી અને ઝાડા થઈ સોમલ નીકળી જાય તે માટે દૂધ તથા એરંડેલ આપવું, ઝેર નીકળ્યા પછી ઠંડું દૂધ આપવું. પુષ્કળ પાણી, સરબત તથા ચૂનાનું નિતર્યું પાણી આપવાં. ઘી પણ આપવું.

ના. ૧—ચણાની દાળ પાણીમાં થોડીવાર પલાળી પછી વાટી પાણીમાં સાથે દેવી. પા પા કલાકે પાવું.

ના. ૨—પીપળાની કુંણી ડાંખળી પૈસાભાર પાણીમાં વાટી પાવી.

ના. ૩—શોધેલો ગંધક રૂ. ૦ ભાર ગાયના દુધમાં વાટી પાવાથી હડતાલ તથા સોમલનું ઝેર જાય છે.

ના. ૪—હમેશાં પાશેર (૧૦ ભાર) રસ તાંદલજાનો બે ચાર દીવસ આપવાથી સોમલ તથા હડતાલનું ઝેર જલદીથી જાય છે.

---

# ઝેરી જનાવરો.

## સરપ, વીંછી.

સરપ ઘણા પ્રકારના હોય છે. તેમાંના કેટલાક બહુ ઝેરી હોય છે પાણીમાં રહેનારા સરપ બહુ ઝેરી હોતા નથી. સરપનું ઝેર લોહીમાં દાખલ થવાથી થોડા કલાકમાં મૃત્યુ થાય છે પણ જો તે પીવામાં આવે તો તેની માઠી અસર થતી નથી. સરપ અને વીંછીના ડંખથી મહા ભયંકર પરિણામ અથવા વેદના થાય છે. પણ તેના ડંખને ચૂસી ઝેર કાઢનારને કશું થતું નથી. ચૂસીને થુંકી નાંખવામાં આવે છે. એ ખરૂં પણ તેનો કાંઇ અંશ પેટમાં ગયા વગર રહે નહી. વળી જો ચૂસનારના મોઢામાં ચાંદુ અગર જખમ હોય તો તે ઝેર લોહીમાં દાખલ થાય છે અને નુકસાનકારક થઇ પડે છે માટે મોઢામાં ચાંદુ હોય તેવા માણસે ચુસવાનો પ્રયત્ન કરવો નહીં.

બીજા વર્ગના ઝેરી સાપના ડંખની અસર ફક્ત ડંખ થએલા ભાગ ઉપર વિશેષ થાય છે તે ભાગ સુજી આવીને પાકે છે અને વખતે સડીને ખરી પડે છે અને તે કેટલાક મહીના અગર વરસ સુધી રૂઝાતો નથી.

નાગના ડંખથી મૃત્યુ નીપજે છે. ડંખ થએલા આદમીનું શરીર ઠંડું પડી જાય છે. પરસેવો છુટે છે. ઘેન ચડે છે અને છેક બેશુદ્ધ થાય છે. નાક અગર મેંઢામાંથી લોહી વહે છે અને છેવટ મૃત્યુ નિપજે છે.

વીંછીનું ઝેર અતિ ક્ષોભક છે. તેના ડંખથી જખમ થતો નથી પણ બેહદ પીડા થાય છે તેના તણખા ડંખ થએલા ભાગ ઉપર પહોંચે છે. વીંછીની વેદના બે ચાર કલાકથી તે બે ચાર દિવસ સુધી રહે છે. કોઇ વખતે મોટો વીંછી ડંખ કરે તો મૃત્યુ નિપજે છે.

ઉપાય—સરપ ડંશ થાય કે તરતજ લાગલોજ તે ભાગ કપાય તેમ હોય તો કાપી નાંખવો અથવા બાળી નાંખવો જો આવો ઇલાજ ન થયો હોય તો તરતજ તે ભાગ ઉપર એટલે ડંખથી ઉંચે ખેંચીને પાટો બાંધવો ડંખ થએલા ભાગને બીજો માણસ ચૂસી થુંકી નાંખે તો ઝેર કેટલેક દરજ્જે નીકળી જાય છે. જો સરપનું ઝેર બહુ ચડયું હોય તો કોઇ ઉપાયની ટાંકી લાગતી નથી.

કેટલાક પ્રકારના સર્પ ઝેરી હોતા નથી કારણ કે સરપ ઝેરી નથી અગર ઝેરી હોય તો તેનું ઝેર જખમમાં દાખલ થઇ શકયું નથી દંખ માત્ર ઉપર છલો હોય. તેથી માણસને થોડું ઝેર ચડે અગર કાંઇજ ચડતું નથી. થોડીવાર ઘેન આવી તરતજ સુધ્ધીમાં આવે છે.

કેટલીકવાર એમ બને છે કે ડંખ થએલા ભાગ ઉપર પાટો બાંધ્યો હોય ત્યાં સુધી કાંઇ પણ ચીન્હ જણાતા નથી. તેથી ભૂલ ખાઇ બંધ છોડવામાં આવે તો દરદી ઝેરની અસરથી મરણ પામે છે. ડંખ થએલા ભાગ ઉપર છેકા કરવા તેમાંથી લોહી વહે તેની સાથે ઝેર નીકળી જાય. ઝેર નીકળી ગયા પછીજ બંધ ઢીલો કરવો. સરપના ઝેર માટે ચોક્કસ ઇલાજ આજ દીવસ સુધી મળી આવ્યો નથી.

**ના. ૧**—વજ, સોરઠુથુ, મીંડલને ગાયના દુધમાં ઉકાળી પાવાથી ઉલટી થઇ ઝેર નીકળી જાય છે.

**ના. ૨**—લીંબોળીના બી, પીપર, અને તીખાં પાણીમાં ઉકાળી નાસ લેવો.

ના. ૩—હગેરીયાનો ગરભ અને તીખાં પાણીમાં વાટી આંજે આંજવું. વીંછીના ડંખ ઉપર પણ ચોપડાય છે.

ના. ૪—વધારણી તથા વજ વાટીને પાવા તથા ડંખ ઉપર ચોપડવું

## વીંછીના ડંખનો ઉપાય.

ના. ૧—વધારણી આકડાના દૂધમાં ઘસી ચોપડવી.

ના. ૨—લસણ તથા માખણ ખૂબ મસલવું.

ના. ૩—ધોલો સંદેસરો અથવા જેને માળવી સંદેસરો કહે છે તેનું મૂળીયું ઘસી ચોપડવું.

ના ૪—પીતપાપડો, કાંકચાના બીજ, હીંગ, વછનાગ એ સરવેને વાટી આકડાના દૂધમાં ગોળી વાળવી. પછી જયારે ચોપડવું હોય ત્યારે પાણીમાં ઘસી ડંખ ઉપર ચોપડવું.

---

## ઝામરો.

ઝામરામાં પહેલા વહેલો મોટો ફડફોલો થાય છે. આ ફોડલો પ્રથમ પાણીથી ભરેલો હોય છે. તેની આસપાસ ચામડી સુજેલી અને લાલ હોય છે. તથા કેટલીકવાર તેની સબંધનો કેટલોક ભાગ સડી જાય છે. ફોડલો નાનો અગર મોટો હોય છે. તેની અંદર પહેલાં પાણી હોય છે. પણ પાછળથી તેમાં પાક થઇ પરૂ થાય છે ને સખત પીડા અને બળતરા થયા કરે છે.

કારણ—બૂઢા અને નબળી તબીયતના માણસોને આ રોગ થાય છે. જેમ નબળી તબીયત વધારે તેમ મટવાને વાર લાગે છે.

ઉપાય—ઝામરાને સોય અગર બીજા સસ્ત્ર વતી ફોડવો પછી અંદર સડેલ માંસ હોય તો પોટીસ મૂકવી. ત્યાર પછી રૂઝવવા સારૂ નીચેના મલમો તથા તેલ લગાડવા.

---

## આયોડોફોર્મનો મલમ.

ના. ૧—આયોડોફોર્મ ભાગ એક } મીશ્ર કરી પટી કરી
સાદો મલમ ભાગ નવ } મૂકવી.

ના. ૨—બોરાસીક એસીડનો મલમ.

એસીડ બોરીક ડ્રામ ૦ા॥ } મીશ્ર કરી લગાડવું.
સાદો મલમ ઔંસ ૧ }

ના. ૩ – કારબોલીક ઓઇલ.

એસીડ કારબોલીક ૧ ભાગ } મિશ્ર કરી
તાજું તલનું તેલ ૮ ભાગથી ૧૬ ભાગ } પટી મુકવી

---

## ટાંકી (ચાંદી) ઉપદંશ.

ચાંદી સ્ત્રી અને પુરુષ બંન્નેને થાય છે અને તે ઘણું કરી રંડીબાજીમાંથી થાય છે ટાંકી બે પ્રકારની થાય છે એક નરમ ટાંકી બીજી કઠણ ટાંકી. નરમ ટાંકી જે ભાગમાં થઇ હોય ત્યાંજ તેની અસર જણાય છે બીજા શરીર ઉપર તેની અસર જણાતી નથી. બીજા પ્રકારની ચાંદી કઠણ હોય છે અને તેની અસર આખા શરીર ઉપર જણાય છે. માટે આ કઠણ ટાંકી તે ખરી ટાંકી સમજવી અથવા ઉપદંસનો ભયંકર રોગ સમજવો.

---

## નરમ ટાંકીના ચીન્હ.

નરમ ટાંકી ફૂલ ઉપર તથા વચલા ખાડામાં તથા ચામડી ઉપર થાય છે આ ટાંકીનું ચાંદુ ઘણું કરીને ગોળ થાય છે તથા જરા ઉંડુ થાય છે એની કીનારી ઘણું કરી ખંડીત તથા આડી અવળીને ધારવાળી હોય છે. આમાંથી રસી પણ સારીપેઠે નીકળેછે. આ ટાંકીની કોર તથા ભોંયની જગા નરમ અને સુંવાળી હોય છે અનેખરી ટાંકીની જમીન અને આજુ બાજુની ફરતી ધાર સુંવાળી તથા નરમ રહેતી નથી. પણ કઠણ અને દૃઢ રહે છે. નરમ ટાંકીનું દરદ જેમ જેમ હલકું થતું જાય તેમ તેમ સોજો અને રતાશ નરમ પડતો જાય છે. તેમ ડાઘની જગા સુંવાળી થતી જાય છે. પણ ખરી ટાંકીના ડાઘમાં એથી ઉલટુંજ બને છે.

નરમ ટાંકીના ડાઘનો ઉપાય તરત લેવાતો નથી તો તેનો ચેપ આસપાસ લાગવાથી એકમાંથી બે ચાર ચાંદા પડી જાય છે. અને તેને મટતાં મહીનો બે મહિના લાગે છે. કોઇવાર સોજો આવવાથી ચામડી ઉપર ચઢી જાય છે. અગર ચામડી નીચે ઉતરી

જવાથી દુઃખ ઉપડી શકતું નથી. ચાંદીનું પડ અંદર રહેવાથી અંદરનો ભાગ તથા ચામડી સુજી આવેછે. અને તે મણી ઉપર ચડતી નથી તેમજ અંદરની ચાંદીની શી હાલત છે તે આપણે જોઇ શકતા નથી. કોઇ વખત મણીની અંદર મુત્ર માર્ગમાં ચાંદી પડે છે કોઇવાર આ ચાંદી જોરમાં હોય છે, ત્યારે તેની આસપાસનો ભાગ ખવાતો જાય છે. તથા ફેલાય છે. તેને **પસરતી ટાંકી** [ફ્રાન્જેડીના] કહે છે. તેની સાથે બદ થાય છે, ને તે પાકીને ફુટે છે. ને ખાડા પડી રહે છે. અને જલદી રૂઝાતો નથી.

કોઇવાર તેનું એટલું જોર હોય છે કે, ઇંદ્રીના કેટલોક ભાગ એકાએક સડી ને ખરી પડે છે. આ પ્રમાણે કોઇવાર આખી ઇંદ્રીનો નાશ થઇ જાય છે, તેની સાથે દર્દીને તાવ આવે છે, તથા લાંબા વખત સુધી હેરાન થવું પડે છે તેને **સડનારી ચાંદી** કહે છે, આવી પ્રસરતી અને સડનારી ટાંકી નબળી અને દુખી સ્થીતિના આદમીને થાય છે.

આ ટાંકી જો કે નરમ છે તોપણ મે. ડાક્ટર ત્રિભોવનદાસના મત પ્રમાણે પાછળથી બીજા કેટલાક કારણોથી કઠણ થઇ જાય છે.

કેટલીક વખત નરમ અને કઠણ ચાંદી એ બેઉ ભેગાં એકજ ઠેકાણે થાય છે. નરમ ટાંકી આ સંયોગ પછી બીજેજ દીવસે દેખાવ આપે છે અથવા પાંચ સાત દિવસની અંદર તેનો ઉદ્ભવ થાય છે.

## નરમ ટાંકી.

૧—આ ડાઘની ચાંદી જ્યાં થાય છે, ત્યાં પહેલાં છોલ અગર ચીરા થઇ ચાંદા પડે છે.

૨—આ ડાઘની ચાંદી જ્યાં થાય છે ત્યાંની ચામડીને કાતરી ખાઇ ઉંડી ઉતરે છે

૩—આ ચાંદીની જમીન ચપટી જાણે ઉંદરે કોતરી હોય એમ ખરબચડી અને ઊંચી નીચી રહે છે ને રંગ ભુરો હોય છે

૪—આ ડાઘની આજુબાજુનો તથા હેઠળનો ભાગ નરમ અને સુંવાળો હોય છે

૫—આ ડાઘમાં રસી બહુ હોય છે અને તે પરૂ જેવી હોય છે

૬—આ ડાઘ સારો થવા માટે દોઢથી બે મહિના લાગે છે ને કોઈને સડો વધારે થવાથી વધારે વખત લાગે છે
૭—આ ડાઘમાં વધારે સોજો ને પીડા થાય છે અને બીજા સડનાર ડાઘ થાય છે ને રૂઝાતા વિલંબ લાગે છે
૮—આ ડાઘની અસર શરીરના બીજાં ભાગપર થતી નથી.
૯—એક અગર બેઉ પડખે બદ થાય છે ને તે ઘણું કરી પાકે છે
૧૦—આ ડાઘમાંથી બીજા ડાઘ ઘણા થાય છે.

# કઠણ ટાંકો.

૧—શરૂઆતમાં ફોડલી થઇ ફુટી ને ડાઘ પડે છે.
૨—આ ડાઘ ફકત ઉપલી ચામડીમાંજ થાય છે ને તે છોલાએલ જેમ હોય તેમ જણાય છે
૩—આ ડાઘની કોર ફરતી જાડી કોર અને ચામડી ઉપરથી ઉપસી આવે છે
૪—આ ડાઘમાં ચાંદી નહીં પડવાથી એની સપાટ જમીન કે બોસ હોતીજ નથી અને કોઇમાં હોયતો બહુ જુજ હોય છે
૫—આ ડાઘમાં રસી થતી નથી. અને થાય છે તો બહુ થોડી હોય છે ને તે પરૂ જેવી હોતી નથી
૬—આ ડાઘ ઝાઝો વખત રહેતો નથી અને સડો કરતો નથી
૭—આ ડાઘમાં પીડા તથા સોજો હોતો નથી તથા તેમાંથી પ્રસરનારા તથા સડનારા ચાંદા પડતા નથી
૮—આ ડાઘ થવા પછી થોડી મુદતમાં તેની શરીરના બીજા ભાગ ઉપર અસર થાયછે જેમકે. સાંધા ઝલાવા તથા શરીર ઉપર ફુટી નીકળવું વીગેરે
૯—એક અગર બેઉ પડખે બદ થાય છે તે થોડી દુખે છે ને ઘણું કરી પાકતી નથી
૧૦—ડાઘ ઘણું કરી એકજ હોય છે.

(કઠણ ટાંકી) **ખરી ટાંકીની ત્રણ સ્થિતી છે.**

**પહેલી સ્થિતિ**—ઇંદ્રી ઉપર શરૂઆતમાં ચણા જેટલો ડાઘ થાય છે ને તેની સાથે બદ થાય છે. આ પહેલા દેખાવને પહેલી સ્થિતિ કહે છે

બીજી સ્થિતિ—આ સ્થિતિમાં ઇંદ્રી ઉપર ડાઘ થયા પછી કેટલીક મુદતે શરીરના કેટલાક ભાગોપર તેની અસર માલમ પડેછે

ઠઠણુ ટાંકી થયા પછી ચારથી છ અગર આઠ અઠવાડીયાં પછી ઉપદંશની **બીજીસ્થિતિ**ની અસર જણાયછે આબીજા વિભાગમાં ટાંકી થયા પછી જે બે ત્રણ મહિનામાં શરીરની ત્વચા, મોઢા, આંખ, સાંધા, તથા હાડકાના દરદ થવા માંડે છે અને બે ચાર અથવા વધારે વરસ ચાલે છે આને **બીજી સ્થિતિ** કહે છે.

**ત્રીજા વિભાગના ચિન્હ** જેટલાં ને ગરમી થાય છે તે સર્વ ને જણાતા નથી પણ થોડાજને થાય છે અને તે ઘણું કરી છાતી અને પેટ માંહેના અવયવોપર ઉપદંસનો અમલ બેસે છે.

# નરમ ટાંકીના ઉપાય.

પ્રથમ જ્યારે સાદી ટાંકી થાય ત્યારે શરૂઆતથી જો તેને બાળવામાં આવી હોય તો તેનું વિષ આગળ વધતું નથી તેથી તેને બાળવા સારૂ મોરથુથુ લગાડવું ને ઇંગ્રેજી દવામાં "નાઇટ્રીક એસીડ" નામનો તેજાબ થાય છે તે લગાડે છે અગર "નાઇટ્રેટ ઓફ સીલવર" પણ લગાડે છે. તે લગાડતાં ધ્યાનમાં રાખવું કે આસપાસની સારી જગ્યા ઉપર લગાડવું કે અડવા દેવું નહીં નાઇટ્રીક એસીડ ઘણું બળે તો પાણીની ધાર ઉપર કરવી કે વધારાનો એસીડ ધોવાઇ જશે પછી તેને રૂઝવવા સારુ નીચેની દવા લગાડવી.

**નં. ૧**—શંખજીરૂ ભાગ ૫, કાથો ભાગ ૧ } બંનેને મીશ્ર કરી ઘીમાં મલમ કરવો પછી લુગડા ઉપર પટી કરી મુકવી.

**નં. ૨**—કપુર, ચણીકબાવા, ચણોઠીના સુકાપાન સરખે ભાગે લઇ વાટી ઘીમાં મલમ કરી પટી કરી મૂકવી.

**નં. ૩**—ગુલાબના ફુલ રૂ ૧) ભાર, હીરા દખણ કાથો, માથા, સીંદુર અને ચણીકબાવા એ દરેક રૂપીયાભાર લઇ વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું પછી ઘીમાં મલમ કરી પટી કરી મૂકવી

**નં. ૪**—બે ભાગ કાથો એક ભાગ બાળેલી સોપારી ઘીમાં મલમ કરી ચોપડવું

# ઇંગ્રેજી દવાઓ.

ના. ૫—ઝીંક સલફાસ ગ્રેન ૧૦ ટીંચર લેવન્ડર કે ડ્રામ બે પાણી ઔંસ ૪ મીશ્ર કરી કપડામાં બોળી પોતા મૂકવા.

ના. ૬—આયોડોફાર્મ ડ્રામ અરધો ગ્લીસ રાઈન ડ્રામ ૬ ૭ સ્પી-રીટવાઇન રેકટીફાઇડ ડ્રામ બે બધી દવા મેળવી લગાડવી.

ના. ૭—આયોડોફાર્મ ડ્રામ બે સીટેસીયમ ડ્રામ ૬ ઓલીયમમેન્થા મીનીમ ૮ મેળવી મલમ કરવો પછી લુગડા ઉપર પટી કરી મૂકવું

ના. ૮—કેલોમેલ ડ્રામ ૧ ચૂનાનું નિતારેલ પાણી ઔંસ ૪ બાઇકર શોડા કલોરીનેટીસ ડ્રામ બે મીશ્ર કરી લુગડામાં બોળી ઉપર મૂકવું [ પોતા મૂકવા ]

ના. ૯—એસીડ બોરીક ગ્રેન ૧૬ ચોખું પાણી ઔંસ ૮ } મીશ્ર કરી પોતા મૂકવાં

ના. ૧૦—એસીડ ટાનીક ગ્રેન ૧૫ ચોખું પાણી ઔંસ ૮ } મીશ્ર કરી લીન્ટ ( રૂવેલીંવા લુગડા ) ના પોતા મુકવા.

ના. ૧૧—એસીડ નાઇટ્રીક ડીલ્યુટ ડ્રામ ૧ ચોખું પાણી ઔંસ ૮ } મીશ્ર કરી પોતા મૂકવા

ના. ૧૨—વાઇનિમ આરો મેટીક ઔંસ ૨ ચોખું પાણી ઔંસ ૮ } મીશ્ર કરી પોતા મૂકવા

ના. ૧૩—એસીડ કારબોલીક ડ્રામ અરધો ચોખું પાણી ઔંસ ૮ } મીશ્ર કરી પોતા મૂકવા

ના. ૧૪—એસીડ સાલીસીલીક બીસમથ સબનાઇટ્રાસ } સરખે ભાગે લઇ મીશ્ર કરી ભૂકી ભભરાવવી,

જો ફુલ ચામડીથી ઢંકાએલ હોય ને અંદરની ચાંદી દેખાય તેમ ન હોયતો ઉપર લખેલા કોઇ પણ પાણીની ચામડી અને ફુલની વચ્ચે પીચકારી મારવી.

પ્રસરતી ટાંકી હોય તેને પણ કેસ્ટીક લગાડીને પછી પોટીસ સારી ઉપરનો સડેલો ભાગ છુટો પડે એટલે ઉપર કહેલી દવામાંની

કોહ્ય પણ દવા લગાડવી. તેની સાથે દરદીને શક્તી આવે તેવી દવા આપવી. ઉપરની દવા લગાડવાથી ફાયદો ન થાય તો ના. ૧૫-વાળો મલમ લગાડવો,

| | | |
|---|---|---|
| ના. ૧૫—રેડ ઓક્સાઇડ ઓફ મરકયુરી ગ્રેન | ૩૬ | મીશ્ર કરી લૂગડા ઉપરપટીકરીમૂકવી |
| સાદો મલમ | ઔંસ ૧ | |

મણી કોશ સુજી આવી હોય અને મણી ઉપર ચડતી ન હોય તથા પરૂ અંદર ભરઈ રહેતું હોય અને ઘણી વેદના થતી હોય તો તે ચામડી મૂસલમાન લોકોમાં સુનત કરેછે તે રીતે પકડીને કાતરથી કાપી નાંખવી અગર તેને ઉભી ચીરી ફુલ ઉઘાડવું. પછી યોગ્ય ઇલાજ કરવા પણ ટાંકી હોય ત્યા સુધી છેદન કરવું નહી. કારણ કે તેનાથી જે જખમ થાય છે તેમાં ચાંદીનો ચેપ લાગવાથી તે ચાંદાનું રૂપ ધારણ કરેછે અને રૂઝાતાં વિલંબ લાગેછે

## બદ.

આ નરમ ટાંકીની સાથે બદ થાય છે તે ઘણું કરી પાક્યા વગર રહેતી નથી તેનું દરદ ઘણું થાયછે એક અગર બે બદ થાયછે તે પાકે છે તેની સાથે તાવ આવેછે.

કઠણ ટાંકીની સાથે બદ થાય છે તે ઘણું કરી પાકતી નથી તેમ ઘણું દરદ કરતી નથી,

**બદનો ઉપાય**—બદને મટાડવાને માટે મુખ્ય કરી બે જાતના ઉપાયો લેવામાં આવેછે એક ઉપાય બેસાડી દેવાનો તથા બીજો પાકીને ફુટયા પછી મલમ પટી કરી રૂઝાવાનો.

બદની શરૂઆતમાં જેમ બને તેમ દરદીએ હાલવા ચાલવાનો પ્રતિબંધ કરવો અને ઘરમાંજ રહેવું. સરૂઆતમાં બે ચાર દસ્ત આવે તેવો સાદો જુલાબ આપવો બદ ઉપર ગરમ પાણીનો શેક કરવો આંબલાના પાન બાફીને બાંધવા, રેવંચીનો સીરો વડવાઇના દુધ સાથે લગાડવો, ચુનો તથા ગોળ લગાડવા, બીઝાંબા,સરગવાની છાલ, કાથો અને ગોળ લગાડવા

ઇંગ્રેજ દવામાં એક્સટ્રાકટ બેલાડોના લગાડવું તથા પારાની પટી લગાડવી તથા નીચેની દવા લગાડવી.

પોટાસ આયોડીડ ડ્રામ ૧ | આયોડીન પ્યુર ડ્રામ ૫ | રેક્ટીફાઇડ સ્પીરીટ ઔંસ ૩ | આલ્કોહોલ ઔંસ ૧ } સરવે દવા મીલાવી. એક બંધ સીશીમાં ભરી રાખવી પછી પીછાંથી અગર રૂથીચોપડવી

બદને કેટલાકો બેસાડી દેવા માટે ડામદેવાની રીત વાપરેછે અને આમાટે ડામ દેવા લોઢાના પાતલા સળીયા હોયછે તે અંગારામાં ખુબ ધગધગાવી તેની અણીથી બદની ઉપર જોઇએ તેટલા ડામ દેછે. આ ઉપાય સારો છે ખરોપણુ તે એટલો બધો આકરો છે કે દરદીને બહુ પીડા ખમવી પડે છે તેથી આવા સુધારેલા જમાનામાં વાપરવો ઠીક લાગતો નથી જો બદ પાકવા ઉપર આવે તેને વારંવાર પોટીસ બાંધવી. પછી પાકે કે તરત શસ્ત્ર વતી ફોડવી કારણ કે પાક્યા પછી જો તરત ફોડવામાં નહીં આવે તો પરૂ આજુ બાજુના ભાગોમાં પથરાતું જાય છે અને તેથી કોહાટ થઇ મોટું ચાંદુ પડી આવે છે. બદ ફુટ્યા પછી નીચેની દવા લગાડવાથી રૂઝાઇ જશે.

ના. ૧—કારબોલીક એસીડ ઔંસ ૧ | તાજું તેલ ઔંસ ૧૨ } મીશ્ર કરી પટી કરી મૂકવી

ના. ૨—આયોડો ફોર્મ ઔંસ ૧ | સાદો મલમ ઔંસ ૯ } મીશ્ર કરી પટી કરી મૂકવી

ના. ૩—કેલોમેલ ગ્રેન ૮૦ | સાદો મલમ ઔંસ ૧ } મીશ્ર કરી પટી કરી મૂકવી

ના. ૪—બોરીક એસીડ દ્રામ ૨ | સાદો મલમ ઔંસ ૧ } મીશ્ર કરી પટી કરી મૂકવી

ના. ૫—આયોડોફોર્મ તથા કેલોમેલ ભભરાવવા

ના. ૬—રેડ ઓક્સાઇડ ઓફ મરક્યુરી ગ્રેન ૧૬ | સાદો મલમ ઔંસ ૧ } મીશ્ર કરી પટી મૂકવી

કઠણ ટાંકી થયા પછી શરીરના બીજા ભાગો ઉપર તેનો અમલ જણાય છે. માટે આ ટાંકી ઘણી મહત્વની સમજવી.

આ ટાંકીનો ડાઘ શરૂઆતમાં એક ઝીણી ફોલ્લી જેવી કો-

ડલી પેદા થાયછે અને પાછળથી તે ફુટીને તેની ચાંદી પડેછે.

આ ચાંદીમાંથી ઘાડું પરૂ નીકળતું નથી પણ થોડી પાતળી પાણી જેવી રસી નીકળે છે. આ ટાંકીની સાથે બદ થાયછે. તે ઘણું કરી પાકતી નથી બદ થયા પછી ઘણું ચાલવામાં આવે અથવા બીજી કાંઈ મહેનત કરવી પડે તોજ કદાચ ગાંઠ પાકી આવે છે.

**ઉપાય**—આ ટાંકી મટાડવા માટે વિશેષ મહેનત પડતી નથી આયોડોફાર્મ તથા કેલોમેલ લગાડવા પણ તેને લીધે જે શરીર પર ગરમી થાયછે તેની તજવીજ રાખવી જોઇએ,

**ના. ૧** રસકપુર, મોદાર, કાથો, સંખજીરૂ, કાંટાળુમાયુ, એ દરેક અકેક તોલો ત્રીફળા (હરડાં, બેડાં, આંબળાં) ની રાખ બે તોલા, ધોએલ ઘી દશ તોલા મીશ્ર કરી નરમ તથા કઠણ ટાંકી ઉપર લગાડાય છે,

**નાં ૨**—હીંગળો, મોરથુથુ, ગુગળ, દરેક ૧ તોલો, રૂમેમસ્તકી તથા બાવચી ૨ તોલા, રાળ તોલા ૪, તેલ તોલા ૮, રાળને ગરમ કરી તેમાં તેલ મેળવી બાકીની ચીજો ખાંડીને ઉમેરવી પછી ચોપડવામા આવે છે.

**ના, ૩**—ત્રીફળાની રાખ પણ ઘીમાં ચોપડાય છે. ત્રીફળાના પાણીથી ચાંદા ધોવાય છે.

## ખરી ટાંકીની બીજી સ્થીતી

કઠણ ટાંકી દેખાયા પછી કેટલાક દિવસે સરીરના કેટલાક ભાગ ઉપર તેની અસર માલુમ પડેછે. આ રોગ વ્યભીચારથી થાયછે તેમજ આ દરદનો ચેપ લાગ્યો હોય તેને લીધે પણ ગરમીનો રોગ થાયછે. જેમકે ગરમીવાળા દરદીના સરીર ઉપર કાંઇ કાપવાનું કામ કરતાં વૈદ અગર ડાકટરને જખમ થાય અને તેમાં ચેપ દાખલ થાય તો તે જખમને ઠેકાણે ટાંકી પડી આવેછે. ને પાછળથી સરીર ઉપર ગરમી જણાયછે. તેથી તેને ચેપી રોગ ગણવામાં આવ્યોછે એટલુંજ નહીં પણ ગરમીની ટાંકીના પરૂનો ચેપ બીજાને લગાડવામાં આવે તેથી તે રોગ થાયછે. તેમજ વળી ગરમી વાળા આદમીનું લોહી અગર તેના સરીરના વિવિધ પ્રકારના રસનો ચેપ લગાડવામાં તો તેથી પણ બીજા સારા માણસને ગરમી થઇ આવેછે. આ બીજે પ્રકારે

ગરમીનો ફેલાવો થાયછે. તેનું ઉદાહરણ એટલુંજ કે એક બાળકને કોઈ ધાવ ધવરાવતી હોય અને તેમાંના એકને ગરમી હોય તો બીજાને થવા સંભવ રહેછે. તે સિવાય સ્ત્રી, પુરૂષને ઉપદંસનો મરજ હોય તેમની ઉત્પત્તિનું જે બાળક થાય તેને નાનપણમાં ગરમી દેખાયછે. અર્થાત આ રોગ વારસામાં મળેછે

બીજી સ્થીતિ સરૂ થાય ત્યારે ટાંકી ઘણું કરી રૂઝાઇ ગઇ હોયછે એટલામાં થોડો ઘણો તાવ આવી જાયછે. મળું આવી ગયુ હોય તેમ જણાયછે. આ વખતે તથા આગળઉપર તેના તરેહ તરેહના દરદ ઉત્પન્ન થાયછે તેનો કાંઈ ચોકસ અનુક્રમ હોતો નથી કોઇને પ્રથમ સાંધા ઝલાઈ જાયછે. તો કોઇને આંખનું દરદ થાયછે કોઇને હાડકાનુ દરદ થાયછે. તો કોઇને ચામડીની ગરમી જણાયછે.

ગરમીનો મરજ કાંઈ અમુક ભાગનો રોગ નથી પણ લોહીનો બીગાડ છે. ને સરીરના હરકોઈ ભાગમાં તેનો અમલ ચાલેછે.

જેવી પ્રથમ ટાંકી પડી હોય તે પ્રમાણે સરીર પર તેની અસર જણાય છે. પ્રથમ ટાંકી મોટી, કઠણ તથા ફેલાતી માલમ પડે તો પાછળથી ગરમીના ચીન્હ જોરમાં ઉપડેછે. આરોગ જાયકે નહી તેને માટે ડાકટર ત્રિભોવનદાસ પોતાના પુસ્તકમાં લખેછે કે ટાંકી થતાંજ સરૂઅ તથી સારી રીતે જલદીથી સંભાળ લેવામાં આવે તો ઘણુ કરી આ રોગ મૂળમાંથી જવા સંભવ રહેછે. પણ કેટલાક ને તો આખી જીદંગી સુધી છોડતો નથી,

ગરમીના દરદને લીધે નિચે પ્રમાણે વ્યાધીયો થાયછે.

૧—વાળનું ખરી પડવું. ૨—નખોમાં ફુટી નીકળતું દરદ. ૩—ત્વચા ઉપર લાલ તાંબાના રંગના ચાઠા થાયછે, ૪—મોઢાના દરદ ૫—ભેજામાં. બરડાની કરોડમાં, અને જ્ઞાનતંતુમાં ફુટી નીકળતું દરદ. ૬—માથાની ખોપરી તથા હાડકાનું દરદ. ૭—ટાંકીથી થતું અર્ધાંગ (પક્ષઘાત) ૮—વાઈનુ દરદ. ૯—આંખના ડોળામાં ફુટી નીકળતા દરદ ૧૦—સુવાળીયાનો સોજો થવો.

ઉપાય— ડાકટર બીખાજી જીવાજી દમણીયા ભુજ હોસપીટલના મેડીકલ ઓફીસરસાહેબ પોતાના ટાંકીના પુસ્તકમાં લખેછે કે ટાંકીના ના દરદનો સ્વભાવિક ગુણ એ છે કે એને મટાડવા માટે જો દવા કરવામાં ન આવે તો પણ કેટલાકોમાં વખત જતાં પોતાની મેળે

સારૂ થાયછે. પણ જો એને મટાડવા માટે દવા કરવામાં આવેછે તો એ દરદ ઘણો વખત ટકી રહેતું નથી અને જો બહુ જોરમાં હોયછે તો પણ નરમ થઈ મટી જાયછે.

ઉપર પ્રમાણે કહ્યું છે કે ટાંકીનું દરદ વખત જવાથી પોતાની મેળે મટી જાયછે એટલા માટે એકંદર હેતુ એવો નથી થતો કે એવા દરદીઓની દવા કરવીજ નહીં. ને એમને માત્ર કુદરત ઉપર મુકીજ દેવો, કારણકે કેટલાકો દવાદારૂ કર્યા સિવાઈ ફાવી સકતા નથી,

ટાંકીના દરદીની સાધારણ સંભાળ એ રાખવાનીછે કે એણે સ્વચ્છ હવામાં રહેવું, ખોરાક હલકો પણ પુષ્ટીદાર રાખવો દારૂ તમાકુ અને મસાલાદર ખોરાક વાપરવો નહી., સ્ત્રી સબંધ રાખવો નહીં. દરદી બહુ નબળો હોયતો કૌવત આવે ને લોહી સુધરે એવી દવા આપવી.

ટાંકીની ખાસ દવા પારોછે, પારાની કોઈ પણ ઓષધી આપવાથી દરદ મટી જાયછે દેસી તેમજ ઇંગ્રેજીમાં પારાની જુદી જુદી બનાવટો ઘણીછે ને આ દરદ માટે પહેલા નંબરની દવા પારોછે. તેથી ઉતરતી બીજે નંબરે ઇંગ્રેજીમાં પોટાસ આયોડાઇડછે. પારો આપવાથી મોઢું આવેછે, ને દેસી વૈદોમાં મોઢું લાવવાનો ચાલ વિસેષ છે. ને આપણા વૈદો ઘણું મોઢું લાવેછે તેથી સરીરની ઘણીવાર મોટી ખુઆરી થાયછે. તે ઘણાના જાણવામાં છે તેથી કેટલાકના જીવ પણ જાય છે તેને લીધે ઘણા લોકોમાં હાલમાં તેનો તિરસ્કાર જોવામાં આવે છે તેથી સાધારણ લોકો જેને “ ફુલ મોઢુ ” કહે છે તેટલું માત્ર આણવું. ડાક્ટર ત્રિભોવનદાસ પોતાના શરીરીક અને વૈદકશાસ્ત્ર નામના ગ્રંથમાં લખે છે કે વધારે મોઢું આણવુ એ ભુલ ભરેલું છે. મોઢું થોડું આણવુ એટલે કે થુંકમાં સેજ વધારો થાય અને દાંતના અવાળુ ઉપર તેની અસર થાય એટલે સુધી પારાની બનાવટ આપવી તેથી વધારે આપવાની કાંઈ જરૂર નથી, એટલી અસર થાય એટલે એમ સમજવું કે પારાએ લોહી ઉપર અસર કરી છે. આપણા લોકો સમજે છે કે જેમ મોઢામાંથી થુંક ઘણું નીકળે તેમ વધારે ફાયદો કેમકે તેથી ગરમી બધી નીકળી જાય છે એ મોટી ભુલ છે, જેમ પારાથી મોઢું થોડું આવે ને ઘણા દિવસ જારી રહે તેમ ઘણો ફાયદો થાય છે. કેટલાકનો મત એવો

છે કે મોઢું આવવું નહીં ને પારાની દવા લાંબી મુદત સુધી વાપરવી.

ના. ૧—રસકપૂર, આકડાનું મૂળ, જેઠીમધ ને ઉપલસરી એ સરખે ભાગે લઇ તેની ગુંદરના પાણીમાં અક્કેક રતીની ગોળીયો વાળવી દીવસમાં બેથી ત્રણ ગોળીયો પાણીથી ગળાવવી અને ફુલ મોઢું આવે કે બંધ કરવી, અગર તે પહેલાં દરદ મટે તોપ બંધ કરવી

| | | |
|---|---|---|
| ના. ૨—કેલોમેલ ગ્રેન ૧૨ | | ગોળી બાર વાળવી દીવસમાં ત્રણ આપવી ફુલ મોઢું આવે ત્યારે બંધ કરવી |
| અફીણ ગ્રેન | ૩ | |
| ના, ૩—પીલ હાઈડ્રાર્જીરી | ગ્રેન ૧૮ | ગોળી ૬ કરવી. સવારે તથા સાંજે અ. કેકી આપવી. |
| હીરાકસી | ગ્રેન ૬ | |
| અફીણ | ગ્રેન ૨ | |
| ના, ૪—પારો તથા ચાકનું ચૂરણ | ગ્રેન ૧૮ | ગોળી ૬ કરવી સવાર તથા સાંજે અકેકી આ- પવી ફુલમોઢું આવે ત્યારે બંધ કરવી. |
| કોયદાન | ગ્રેન ૧૨ | |
| અફીણ | ગ્રેન ૨ | |

હીંગળો તથા રસકપૂરની ધુંમાડી દેવાથી તથા ચલમમાં પીવાથી મોઢું આવે છે.

જો પારો આપવાથી વધારે મોઢું આવ્યું હોય, તેને લીધે દરદી ને હરકત થતી હોય, તે કમી અથવા બંધ કરવા સારૂ વગળના પાણી ના કોગળા કરાવવા તથા ફટકડી તથા ટંકણખાર દરેક રૂ. ૦ાા ભાર લઇ બાવળની અંતર છાલનું પાણી શેર અરધામાં ગાળી કોગળા કરવા

નીચેની દવા મેળવી દીવસમાં ત્રણ વખત પાવી

| | | |
|---|---|---|
| ના. ૫—ટીંચર બેલાડોના | મીનીમ ૧૫ | આથી આવેલું મોઢું બંધ થશે |
| પાણી | ઔંસ ૪ | |

પારો શરૂ કરતાં પહેલાં એક જુલાબ લેવો ને પારો એકદમ બંધ કરવો નહીં હળવે હળવે મુકી દેવો.

શરીર ઘણું નબળું હોયતો પારો આપવો નહીં કારણ કે ન- બળા શરીરમાં પારો સહન થતો નથી. માટે પહેલાં શરીરને સારી હાલતમાં લાવીનેપછી પારો આપવો શક્તી માટે નીચેની દવા આપવી

ના. ૬—હરીયાળી રૂ ૧ ભાર, સુખડ રૂ ૧ ભાર, ગળો રૂ ૧

ભાર, અમરવેલ રૂ ૧ ભાર, હરડાંનીછાલ રૂ ૧ ભાર, મોટી હરડેની છાલ રૂ ૧ ભાર, હીમેજ રૂ ૧ ભાર, બેડાનીછાલ રૂ૧ ભાર, કરીયાતુ રૂ ૧ ભાર, ખડસલીઓ પીતપાપડો રૂ૧ ભાર, મીંઢીઆવલ રૂ૧ ભાર, ચોપચીની રૂ ૮ ભાર, સારસાપરેલાના મુળ રૂ ૧ ભાર, સાકર શેર અઢી, ઘી જોઇએ તેટલું, સાકરની ચાસણી કરી તેમાં ઉપરના ઓસડીયા બધા ખાંડી નાંખવા પછી જોઇએ તેટલું ઘી નાંખવું ને તેનો પાક કરી ચોસલા પાડવા **માત્રા** તોલા ૨॥ થી ૫ સુધી

**ના. ૭** નાગદૂધેલીના મૂળ તોલો ૦।, સાકર તોલો ૦।, એ બને દવા વાટી દીવસમાં બે વખત પાણી સાથે આપવું ઉપર સાકરનું ચુરમું તથા મગની મોળી દાળ ખાવી બીજું કાંઇ પણ ખાવું નહી.

| | | | |
|---|---|---|---|
| **ના. ૮**— | સારસાપરેલાનો કવાથ | ઔંસ ૪ | દીવસમાં ત્રણ વખત પીવું |
| | એસીડ નાઇટ્રોમ્યુરીઆટીક ડીલ્યુટ મીનીમ | ૧ | |

| | | | |
|---|---|---|---|
| **ના. ૯**— | પોટાસ આયોડીડ | ગ્રેન ૬–૧૦ | મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત પીવો આ દવા અતિ ઉતમ છે અને ગરમીના સર્વ વ્યાધીને ઉપયોગી છે |
| | આમોનીયા કારબોનાસ | ગ્રેન ૬–૧૦ | |
| | લાઇકર હાઇડ્રાર્જીરી પરક્લોરીડાઇ | ડ્રામ ૧ | |
| | ટીંચર સીંકોના કમપાઉંડ | ડ્રામ ૨ | |
| | સીરપ અરાન્ટી | ડ્રામ ૨ | |
| | કરીયાતાનો ઉકાળો | ઔંસ ૩ | |

**ના.૧૦**—કેસર, રસકપુર, સાકર. સુખડ, લવીંગ અને જાવંત્રી એ સરખે ભાગે લઇ મગ જેવડી ગોળી વાળવી.

**ના.૧૧**—મજીઠ, હરડાં, બેડા ને આમળાં, લીંબડાની છાલ, ગળો, કડુ, અને વજ એ દરેક અરધો અરધો તોલો લઇ તેનો ઉકાળો કરી પીવો.

**ના.૧૨**—ઉપલસરી, જેઠીમધ, ગળો, સોનામુખી એ દરેક અરધો અરધો તોલો લઇ ઉકાળો કરી પીવું.

**ના.૧૩**—રસકપુર તોલો ૧, મોરથુથુ તોલા ૨, હીમેજ તોલા ૪॥ આ સરવેને ૫૦ લીંબુના રસની ભાવના આપી સારી રીતે ખલ કરવો એની ગોળીઓ ચણાની દાળ પ્રમાણે કરવી. **માત્રા ગોળી ૨** પથ્ય ઘઉંની રોટલી, ઘીને સાંકર ખાવું બીજું કાંઇ ખાવું નહી. દીવસ સાત આપવું.

ગળામાં જ્યારે ચાંદા પડે છે ત્યારે નીચે ગોળીઓ આપવી.

**ના. ૧૪**—મોરથુથુ તોલો ૧, લવીંગ તોલો ૧, કાથો તોલો, ૧ હીમેજ તોલા ૪, આ સરવેને ૪૦ લીંબુના રસની ભાવના આપવી પછી તેની ૨૦૦ ગોળીઓ વાળવી.

**માત્રા ગોળી** ૨ સવાર, સાંજ ઘીમાં આપવી. પથ્ય, ચોખા, ઘઉંને ઘી ખાવું. બાકી પદાર્થ બંધ કરવા. હાડકાં ઉપર દુખાવો થાય છે ત્યારે સેક કરવો, અથવા ટીંચર આયોડીન લગાડવું પરાનો લેપ મારવો.

એક વખત મોઢું આવ્યું હોય તો ફરીને લાવવાની જરૂર નથી

# તાવ (જવર)

તાવના બે પ્રકાર છે ૧ સ્વતંત્ર તાવ અને ૨ લાક્ષણીક તાવ તાવ, તાપ, જવર, અથવા બુખાર એ ઘણુંજ સાધારણ દરદ છે. એનો થોડો ઘણો પણ અનુભવ નહી હોય એવો માણસ ભાગ્યેજ મળશે તાવ જાતેજ મુળ રોગ હોઇ બહારના કારણથી ઉત્પન્ન થાયછે તથા શરીરના બીજા કોઇ રોગ ઉપર એનો આધાર રહેતો નથી એને સ્વતંત્ર તાવ કહે છે. ૨ લાક્ષણીક તાવ એટલે શરીરમાં બીજો રોગ થઇને તે દરદને લીધે તાવ આવેછે આને લાક્ષણીક તાવ કહેછે.

આંહી માત્ર સ્વતંત્ર તાવનું વર્ણન લખ્યું છે ને બીજા તાવનું વર્ણન તે રોગ સાથેજ આવશે.

| | |
|---|---|
| **૧-સાદો તાવ** | **૫ ટાઢીઓતાવ**, રોજીયો |
| **૨-ઉલટતો** (દુષ્કાળ) તાવ | એકાંતરીયો ને ચોથીયો |
| **૩-પિતજવર** | **૬ અનિયમિત ટાઢીઓ તાવ.** |
| **૪-મરકીનો તાવ** | |

# ૧ સાદો તાવ.

**ચિન્હ**—તાવ આવવાનો થાય ત્યારે વાંસામાં ફાટ થાય છે, કપાળ દુખેછે. જરા ટાઢ લાગેછે ભૂખમંદ પડી જાયછે ચહેરો લાલ થઇ જાયછે આંખમાં પાણી ભરાય છે. પછી ટાઢ જતી રહી સરીરમાં તાવ ભરાય છે. મોઢું સુકું પડી જાય છે, જીભ સફેદ અને સુકી જણાય છે, ઝાડો કબજ રહેછે પેસાબ થોડો અને લાલ રંગનો ઉતરે છે. અન્ન ખવાતું નથી. ઉબકા અગર ઉલટી

થાય છે આંખે અંધારા આવે છે આ તાવ રાતને વિષે વધે છે વારના પહોરમાં તાવ જરા હલકો પડી જાય છે ત્રણ ચાર દિવસે આ તાવ હલકો થઈ ઘણો પરસેવો છુટી તાવ ઉતરી જાય છે, કોઈ વખતે નાકમાંથી અગર ઝાડામાંથી લોહી પડે છે, અગર ઝાડો થઈ જાય છે. હોઠ અને ચહેરા ઉપર સફેદ ઝીણી ફોડલી થઈ આવે છે જેને સાધારણ લોક "બરો મુતરી ગયો" એમ કહે છે આ સરવે તાવ ઉતરવાની નિશાની સમજવી.

**ઉપાય**—આ તાવમાં વિશેષ ઔસડ કરવાની જરૂર રહેતી નથી ટાઢીયા તાવ જે ઉપચાર લખ્યા છે તેને અનુસરીને આનો પણ ઇલાજ કરવો. હલકો જુલાબ આપવો, કાંજી વીગેરે હલકો ખોરાક આપવો તથા ધામ વળે તેમ કરવું. ગરમ ચા પીવી, ગરમ પાણીમાં રાઈ નાંખી પગ દસેક મીનીટ બોળી રાખી પછી તેમાંથી કાઢી લૂછી નાંખી બીછાનામાં સુઈ, ઉપર ગોદડાં અગર ગરમ કપડાં ઓઢી લેવાં એટલે ધામ છુટશે એને ખુદરથાન કહેછે. પરસેવો વળવા સારૂ ચાનો, દુધનો અગર પાણીનો બાફ લેવાય છે.

તાવ ઉતરે ત્યારે થોડું થોડું બે ત્રણ દીવસ કવીનાઈન દીવસમાં બે ત્રણ વખત આપવું.

**ના.૧**—કરીયાતું, વાળો, કડુ, ગળો અને મોથ એ દરેકનો અકેક તોલો લઈ કવાથ કરી સવાર સાંજ પીવો.

**ના.૨**—ધાણા, દ્રાખ, અરડુસી અને ધમાસો એ દરેકનો અર્ધો અર્ધો તોલો લઈ કવાથ કરી સવાર, સાંજ પીવો.

**ના.૩**—દ્રાક્ષ, હરડાં, ખડસલીયો પીતપાપડો નાગરમોથ, કડુ, ગરમાળાનો ગોળ એ દરેકનો પોણો તોલો લઈ કાઢો કરી સવાર, સાંજ, પીવો એટલે દસ્ત ઉતરશે ને તાવ પણ ઉતરશે.

**ના.૪**—કાળીજીરી તોલા ૨ કડુ રૂ. ૧ ભાર
સીંધાલુણ તોલા ૪ વસ્ત્ર ગાલ ચુર્ણ કરવું.
માત્રા તોલો ૦॥

# ઉલટતો તાવ ( દુષ્કાળ તાવ )

**કારણ**—દુષ્કાળ, ગંદકી, કંગાલતા અને લોકના ઘણા સમુદાયને લીધે આ જવર ઉત્પન્ન થાય છે તે બચપણ, જુવાન

અને ૩૦ થી ૩૫ વર્ષની ઉમરના આદમીમાં જોવામાં આવે છે. ૫૦ વર્ષની ઉપરના આદમીમાં આ જવર કવચીતજ માલમ પડે છે.

**ચિન્હ**—એકાએક ટાઢ વાઇને આ જવર શરૂ થાય છે, તેની સાથે બહુ તરસ લાગે છે, નાડી જલદ ચાલે છે. ચહેરો લાલ થાય છે ફેર આવે છે, માથું અતિશય દુખે છે ઉલટી અને ઓકારી થાય છે ઉલટીમાં પિત પડે છે, કલેજામાં દુખે છે જીભ ઉપર સફેદ છારી વળે છે. ગળું આવી જાય છે દસ્ત કબજ રહે છે. તાવમાં પરસેવો પણ છુટે છે; તોપણ તાવની ગરમી ઓછી થતી નથી. દરદીનો દેખાવ ચમત્કારી થઈ જાય છે. આંખો ઊંડી ઉતરી જાય છે અને તેની આસપાસ કાળો પરીઘ બધાય છે કોઇવાર કમળો થઇ આવે છે અને કોઇવાર ત્વચા ઉપર ફોડકીઓ ફુટી નીકળે છે આ પ્રમાણે પાંચથી સાત દિવસ રહી તાવ ઉતરી જાય છે. કોઈ વખતે થોડો થોડો તાવ રહે છે. અને ઘણું કરી ૧૪ મે દિવસે તાવ ઉથલો મારે છે. વળી ૧૨ મે થી ૧૭ માં દિવસમાં કોઈપણ વખતે તાવ ઉલટે છે. તાવ ફરીથી આવે છે ત્યારે ફરીથી પ્રથમના ચિન્હ જણાય છે. આ રીતે એક બે અગર વધારે વાર તાવ ઉલટે છે અને છેવટ બંધ પડે છે. તેમાંથી બહુ નબળાઇ, ઝાડા, મરડો, કમળો, મુત્રનું બંધ થવું અને સનેપાત વીગેરે કારણને લીધે મૃત્યુ થાય છે આ તાવથી બરોળ બહુ વધે છે ને કલેજુ અને મુત્રપિંડનો પણ વરમ થઈ આવે છે.

**ઉપાય**—ગંદકી દુર કરી સ્વચ્છતા રાખવી. ભૂખ મારવાથી તથા કંગાલીયતથી થાય છે. તેથી દરદીને સારોખોરાક, પોશાક, તથા બીછાનું આપવું તાવ હોય ત્યારે નિચેની દવા આપવી.

**ના ૧**—અતિવિષ, કડાછાલ, ગળો, સુંઠ, અને મોથ એ અરધો અરધો તોલો લઇ તેમાં પાણી શેર ૦ાા માં ઉકાળી રૂપીયા દસ ભાર રહે ત્યારે ઉતારી ગળી લઇ દીવસમાં ત્રણ વખત પાવું તાવ નહોય ત્યારે કોયફાન વાલ ૧ થી ૨ મધમાં આપવું.

**ના ૨**—સાતવીણની છાલ, ગળો, લીંબડાનીઅંતરછાલ, ભોજપત્રના ઝાડની છાલ એ દરેક અરધો અરધો તોલો લઈ રીત સર કવાથ કરી આપવો.

## પિતજ્વર. ( એવડો તાવ. ) સતંતજ્વર.

**કારણ**—આ તાવ આંતરીયા તાવ જેવો છે પણ તેના ચિન્હ ઘણા સખ્ત અને જોરાવર હોય છે આંતરીયા તાવની માફક આ તાવ માલેરીયાની ઝેરી હવાથી ઉત્પન્ન થાય છે માલેરીયા સિવાય નઠારી હવા, ગંદકી અને ગટરના ઝેરી વાયુને લીધે પણ આવવા સંભવ છે, આંતરીયા તાવમાં જેમ તાવ આવીને છેક પાછો ઉતરી જાય છે, અને ફરી તેના વખતસર પાછો નવો તાજો આવે છે. તેમ આ તાવમાં ન થતાં એક વખત તાવ ભરાયા પછી તે છેક નીકળી ન જતાં ફકત કમી પડે છે. અને તેનો વખત થાય એટલે તેમાંજ વળી જોરથી આવે છે, આ પ્રમાણે વધતો ઓછો થાય છે. પણ અંગમાંથી છેક જતો નથી;

**ચિન્હ**—આ તાવ કોઇવાર થોડા જોસમાં હોય ત્યારે તેનાચિન્હ ઘણા સખ્ત હોતા નથી. પણ કોઇવાર તે એવા જોસથી આવે છે કે ચાર છ દિવસમાંજ દરદીને લાંબો કરી મુકે છે તેને બોલવા, ઉઠવા અથવા ખાવાનું ભાન રહેતું નથી અને થોડા મુદતમાં દરદી મરણ પામે છે.

હવે આંતરીઆ તાવમાં જેવાં ચિન્હ કહેવામાં આવશે તેને મળતાં આ તાવના લક્ષણ હોય છે, ફકત ઠંડી તથા પરસેવો કમી જોવામાં આવે છે અને ગરમ તાવ ઘણા જોસથી આવે છે પહેલાં અંગ દુખે અને પછી થોડી ટાઢની સાથે તાવ આવે છે જ્યારે તાવ ભરપૂર ભરાય ત્યારે ગરમી સુમારે ૧૦૫ અંસ સુધી ચડી જાય છે. શરીરમાં અગન થાય. ચહેરો લાલ થઇ આવેછે. વાંસો તથા મસ્તક દુખે અને ફાટી જાયછે, કલેજામાં દુખે ને કોઇને ઉબકા અગર ઉલટી થાય છે. સુકી ખાંસી આવે છે. જીભ મેલી જણાય, મોઢામાં અમી રહે નહી. ઝાડો કબજ રહે પેશાબ થોડો તથા લાલ ઉતરે છે, આ પ્રમાણે તાવ છથી બાર કલાક સુધી રહે અને વળી કમી પડે. ઘણું કરી સવારના પહોરમાં તાવ કમી થઇ પાછો બપોર પછી ને સાંજને વખતે ભરાય છે, કોઇવાર બીજે અગર ત્રીજે દિવસે પાછો ચડાવો કરે છે. કોઇ ને બીલકુલ પરસેવો વળતો નથી ને તાવ કમી થાય છે તાવ ભરાય છે ત્યારે

જ્વર ભ્રમ ઉત્પન્ન થાય છે.

આ તાવની હદ સાત, દશ અગર પંદર દિવસની હોય છે કોઇવાર ત્રણથી ચાર અઠવાડીયા પર્યંત તાવ રહે છે. કોઇ વખત આવા તાવમાં ભેજા, હોજરી, કલેજા અથવા ફેફસામાં લોહીનો જોસ ચડી આવી વરમ થઇ બીગાડ થાય છે.

ભેજાનો જ્યારે બીગાડ થાય છે. ત્યારે માથું ઘણું દુખે દરદી ભ્રમીત થઇ નાસ ભાગ કરે અથવા બેસુધ થઇ જાય છે. જેને ( સનેપાત ) કહે છે. ફેફસા ઉપર લોહીનો જોષ ચડી આવે તો ખાંસી થાય છે. બળખા પડે છે. છાતીમાં દુખાવો થાય છે જેને આપણે ( ત્રિદોષ ) કહીએ છીએ, કલેજાનો સોજો થઇ આવે તો જમણી બાજુએ દુખે છે. ને હોજરી ઉપર સોજો થાય તો પેટમાં કાંઇ અનાજ ઠરતું નથી. દુખે છે ને ઉલટી થાય છે. આવા મોટા બેવડા તાવ ( એક તાવમાં બીજો તાવ ભરાય છે.) માં બીજી આવી બીમારી થાય તો પરિણામ ધાસ્તી ભરેલું સમજવું.

હવે જે જે દરદોમાં તાવ આવે છે. તેમને છેવટે સાવચેત રહેવું જોઇએ. તેમનું છેવટ આવતાં કોઇવાર ઘણો પરસેવો છુટે છે અથવા એકદમ પેટ છુટી જાય છે. કોઇવાર ઘણો પેશાબ છુટે છે આ છેવટ ચિન્હ થયા પછી વ્યાધિવાળો માણસ આપાર નહિતો પેલે પાર થાય છે. વ્યાધિ થોડો હોય તો દરદીને આરામ થાય છે. અને વ્યાધિ જોરાવર હોય ને દરદી નંખાઇ ગયો હોય તો મરણ પામે છે.

કોઇને ઘણા જોસથી તાવ આવે છે, અને તેની અંદર દરદીને ભાન રહેતું નથી દિવસે દિવસે ઘણી અશકિત માલમ પડે છે નાડી જલદ ચાલેછે અને ઘણી ક્ષીણ થઇ જાયછે. હાથ પગ ધ્રુજે છે, જીભ અને હોઠ ઉપર કાળાં છાલાં વળી જાય છે, ખોરાક ગળે ઉતરતો નથી- દરદી સહેજ સમજી શકતો નથી અને જવાબ પણ આપતો નથી. આ પ્રમાણે બે ત્રણ દિવસ રહી દરદી મરણ પામેછે. અથવા સુધરવાનો હોય તો તાવ કમી પડી સુખી આવતી જાયછે અને ધીમે ધીમે સારો થાય છે.

ઉપાય—ઝાડો કબજ હોયતો, મીંઢીઆવળ અથવા હીમેજનો

જુલાબ આપવો અથવા એરંડીઆનો પણ જુલાબ અપાય છે ઉલટી થતી હોય પેટ ઉપર રાઇનું પ્લાસ્ટર મારવું. બરફ અગર સોડા-વોટર આપવું માથું દુખતું હોય તો ટાઢા પાણીમાં રુમાલ ભીંજવી માથા ઉપર મુકવો માથા ઉપર કેસ બહુ હોય તો કાઢી નાંખવા.

| | |
|---|---|
| **ના. ૧**—નવસાર રૂ ૦॥ ભાર<br>સુરોખાર રૂ ૦॥ ભાર<br>પાણી શેર ૧ | આ દવા સઘળી મીલાવી તેમા રૂમાલ ભીંજવી માથા ઉપર મુકવો અથવા બરફ લગાડવો, |

જળધારાની માફક ઠંડુ પાણી ટપકાવવું.

અંગની ગરમી ઘણી હોયતો પાદસ્થાન અજમાવવું પાનું ( ૬૧ ) અથવા સારી પેઠે ગરમ પાણીમાં ધાબળી બોળી, નિચોવી અને તે દરદીના અંગને લપેટી દેવી અને ઉપર બે ચાર ધાબળી નાંખી દરદીને સૂવાડી લપેટી દેવો. પાંચ સાત મીનીટમાં ચાદર બદલવી તેથી ગરમી કમી થશે.

અંગમાં તાવ ભરાયો હોય ત્યારે નીચેની દવા આપવી.

કાલીદ્રાક્ષ, દેવદાર, કડુ, મોથ, આંબળા, ગળો હરડાં ગરમા-ળાનો ગોળ, કરીયાતુ, પટોળ ને ખડસલીયોપીતપાપડો એ દરેક અરધો અરધો તોલો લઈ તેનો રીતસર ક્વાથ કરી સવાર, બપોર ને સાંજ એમ ત્રણ વખત પીવું,

**ના. ૨**—અતિવીષ, ગળો કડાછાલ, સુંઠ અને મોથ એ દરેક રુ ૦॥ ભાર લઇ પોણો શેર પાણી નાંખી ઉકાળી રૂપીયા દશભાર રહે ત્યારે ઉતારી ત્રણ વખત પાવું.

**ના. ૩**—લીંબડાનીઅંતરછાલ, હરડેનીછાલ. રૂા બે ભાર, કાળીદ્રાખ રૂપીઆ બે ભાર, ગળો, પટોળ, સુંઠ, કડુ, ખડસલીયોપીત-પાપડો અને કરીયાતુ એ દરેક રૂપીયાભાર લઇ તેના ત્રણ ભાગ કરવા તેમાં એકેક ભાગનો એકેક દિવસમાં ઉકાળો કરી દીવસમાં ત્રણ વખત પાવું.

**ના. ૪**—વાળો, સુંઠ, પોખરમુળ, કડુ, રાસ્ના, ગળો ભોરીંગ મુળ, કચોરો, ધમાસો, અરડુસો, મોથ, વજ ને કરીયાતુ, એ દરેક અરધો, અરધો લઇ તેનો ક્વાથ કરી બે વખત પીવો.

**ના. ૫**—ઈંદરજવ. લીંબડાના પાન અરડુસો, ગળો, ઉપલસરી ને ત્રિફળા એ દરેક અરધો તોલો લઇ ક્વાથ કરી બે વખત પીવો.

ના. ૬—સાતવીણુનીછાલ તોલો ૧ એક ઘઈ તેમા પાણી શેર ૦ાાા નાંખી ઊકાળી દશ ભાર રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પીવુ.

ના. ૭—અરડુસો, દ્રાક્ષ, હરડાં ને ધાણા એ ચાર વાના તોલો તોલો લઇ પાણી શેર ૧ માં ઊકાળી પછી થોડું થોડું પાયા કરવું, આ કવાથ તાવ ભરાયો હોય ત્યારે અને તરસ લાગતી હોય ને પેટ કબજ હોય ત્યારે અપાય છે.

ના. ૮—શરીરમાંથી તાવ કાઢવા સારૂ "રત્નાગીરી" નામની દવા થાય છે તે માત્રા ૧ વાલ ગળો, કારની અને ધાણાના ક્વાથમાં આપવી.

તાવ ન હોય ત્યારે કવીનાઇન આપવાનો ચાલ છે. પણ આવા પીતજવરમાં જયારે શરીરમાંથી છેક તાવ નીકળતો નથી ત્યારે તાવ હોવા છતાં પણ કવીનાઇન આપવું પડે છે જયારે ઘણું કવીનાઇન (કોયદાન) લેવામાં આવે છે અગર થોડું થોડું ઘણી મુદત સુધી લેવામાં આવે છે. તો મસ્તક દુખેને ભારે થઈ આવે છે. કાનમાં ગણગણાટ ને કાન બહેરા થઈ જાયછે ને આંખની નજર પણ કમી થઈ જાયછે, આવા ચીન્હ કવીનાઇનની અસર રહે ત્યાં સુધી જણાય છે, અને પછી દુરસ્ત થાય છે, અને ઝાડામાં લોહી પડે છે,

તાવ ન હોય અગર થોડો હોયતો,

ના. ૯ કોયદાન ગ્રેન ૧૫ ગુલકંદમાં ગોળી વાળી ત્રણ વખત આપવું બે ત્રણ કલાકને છેટે આપવુ ને પાછો તાવ ભરાય એટલે બંધ કરવું.

તાવના ઝપાટાથી દરદી કમ કૌવત તથા બેહોસ થઈ ગયો હોય તો દ્રાક્ષાસવની સાથે જરા કોયદાન આપવું તેમજ સારો ખોરાક, વારંવાર કાંજી આપવી, ઉલટી અગર જુલાબની દવા આપવી નહી.

# ટાઢીઓ તાવ.

## [ રોજીયો, એકાંતરીયો ને ચોથીયો, ]

રોજીયો તાવ—ચોવીસ કલાકે આવનાર તાવ. એકાંતરીયો

તાવ-૪૮ કલાકે આવનાર તાવ અને ચોથીયો તાવ-૭૨ કલાકે આવનાર તાવ આ સીવાઈ ટાઢીયો તાવ અનીયમીત રીતે પણ આવે છે. પાંચ સાત દિવસને અંતરે એકાદ દિવસ અથવા કેટલીકવાર પુનમ અને અમાસના સુમારમાં એક બે દિવસ તાવ આવે છે, આવા અનિયમતિ તાવ જુના થયા પછી આવે છે.

કારણ—“ માલેરીયા ” નામની હવા શરીરમાં પ્રવેશ કરે . તેથી આવા તાવ આવે છે, અને જ્યાં મછરો વિશેષ ય છે. તેથી, આવી હવાં ઉત્પન્ન થવાથીજ તાવ આવે છે. રોની ઉત્પત્તિથી આવા તાવ આવે છે. એમ હાલના સુધરેલા ાનામાં યુરોપના વિદ્વાન વૈદોએ નકી કર્યુ છે.

ચિન્હ—પહેલાં અંગ દુખે છે, બગાસાં આવે છે, કમર છે, બેસવું અગર કામ કરવું ઠીક પડતું નથી. પછી ટાઢ આવે છે, હરદી ધ્રુજે છે, દાંત કડકડે છે, કોઇને સખત ટાઢ આવે છે, ને કોઇને થોડી ટાઢ આવે છે, આ પ્રમાણે ટાઢ અરધા કલાકથી તે ત્રણ ચાર કલાક સુધી રહી સમી જાય છે. પછી તાવ ભરાય છે. ટાઢ કમી થવા માંડે છે તેમ તાવ વધતો જાય છે. અને તાવના ભર જોસમાં ગરમી ૧૦૪ ડીગ્રી અગર તેથી પણ વધી જાય છે. કોઇને આખા શરીરમાં ઘણો દાહ થાય છે. આંખો બળે છે અને કપાળ દુખે છે. ને કેટલાકને તો માથું નીકળી પડે છે.

કોઇને ઉલટી ઘણી થાય છે. કોઇને વાંસામાં ચટ ઘણી થાય છે. અને કોઇને લવારો થાય છે. તરસ ઘણી લાગે છે, મોઢામાં અમી રહેતી નથી. પેશાબ થોડો, લાલ તથા બહુ ક્ષાર વાળો ઉતરે છે, ઓકારી આવે છે, ઉલટી થાય છે, તાવમાં કોઇ ને ભ્રમ થાય છે. કોઈ બકે છે, તથા કોઈ ઉઠીને નાસે છે ને તોફાન પણ કરે છે. ચિત ઠેકાણે રહેતું નથી.

આ પ્રમાણે ત્રણ ચારથી તે દશ બાર કલાક સુધી આવો તાવ રહી ઉતરી જાય છે, પહેલાં કપાળ, ચહેરો અને છાતી ઉપર પરસેવો વળે છે, અને પછી આખા અંગમાં પાણીની ધાર છુટે છે. ને તાવ ઉતરી જાય છે.

તાવ ઉતર્યા પછી મોઢું સ્વાદ વગરનું થઇ જાય છે. ખાવા ઉપર અભાવો થઇ જાય છે. ઝાડો કબજ અને જઠરાગ્નિ મંદ હોય છે ઉપર જે ચિન્હ કીધાં તે બરાબર નિયમસર તાવ આવે છે. તેને લાગુ પડે છે. તેમાં કેટલાક અપવાદ અને ફેરફાર માલમ પડે છે.ઉપર જે ત્રણ પ્રકારના તાવ કહ્યાં તે કોઇ વાર બેવડાં થાય છે. એટલે રોગીઓ ચોવીસ કલાકમાં એકવાર આ પ્રમાણે ટાઢ, તાવ, અને પરસેવો આવવો જોઇએ તેને બદલે બે વાર એ પ્રમાણે બનાવ બને છે. એકવાર તાવ ઉતરી જઈ ફરીથી ટાઢ અને તાવ ભરાઈ આવી ઉતરી જાય છે. તેમ એકાંતરીયા તાવમાં ત્રીજે દિવસે એકવાર તાવ આવી ઉતરી જઇ ફરીથી તેજ દિવસે હુમલો કરે છે. અને તેજ રીતે ચોથીયા તાવને વિશે સમજવું.

ઉપર પ્રમાણે જે ચિન્હ કહ્યાં તેમાં કેટલીક વાર એકાદ જાતના ચિન્હનું જોર થોડું અગર વધારે જોવામાં આવે છે. અથવા બીલકુલ જોવામાં આવતુ નથી. કોઇવાર તાવ ચોવીસ કલાક સુધી રહે છે. કોઇવાર ટાઢ આવ્યા સિવાય તાવ ભરાય છે, અથવા પરસેવો વળ્યા સિવાય ઉતરી જાય છે. કોઇવાર ટાઢ આવી ન આવીને જરા તાવ ભરાય છે, ને પરસેવાના શેદ શેદ વળ્યા કરે છે.

**પરિણામ**—ફકત ટાઢીયા તાવમાંથી મૃત્યુ કોઇવાર નિપજે છે. એની સાથે બીજો રોગ ઉત્પન્ન થવાથી અગર દરદી ઘણો નબળો હોયતોજ મરણ પામે છે. ટાઢીયા તાવથી બરોળની ગાંઠ ઘણીવાર વધે છે. આ તાવથી કોઇવાર પાંડુરોગ થાય છે, લોહી ધીમે ધીમે બગડતું જાય છે. તેના લાલ રજકણ કમી થઇ જાય છે, અને લોહી પાતળુ તથા સફેદ થાય છે.

**ઉપાય**—જ્યારે ટાઢ આવે ત્યારે ગરમ કપડાં ઓઢાડવા ગરમ ચા પીવો, હાથ પગને ગરમ પાણીથી ભરેલી બાટલીનો શેક કરવો અથવા ગરમ પાણીનો બાફ આપવો.

તાવ ભરાય ત્યારે ઘામ વળે તેવી દવા પીવી ઉલટી થાય અને તરસ લાગે તો, બરફ, સોડાવોટર. લેમોનેટ, લીંબુનું દ્રાક્ષ

નું અથવા દાડમનું સરબત પીવું, ગરમ પાણી અથવા ગરમ ચા પીવાથી ઘામ વધારે વળશે

તાવમાં હલકો તથા સારો ખોરાક આપવો આપણામાં તાવમાં દુધ આપવા વિષે ઘણો વહેમ છે. તથા દુધ આપવાથી કમળો થાય છે, પણ આ વહેમ તદન ખોટો છે, દુધ આપવાથી કાંઇજ અડચણ થતી નથી, આપણામાં તાવ તેમજ બીજા મરજે-માં ઘણી સખત પરહેજી રાખવામાં આવે છે તે એટલે સુધી કે દરદીને એકતો દરદનું દુખ અને તેની સાથે ભૂખનુ દુઃખ વેઠવું પડે છે, અને તેથી ફાયદાને બદલે ઉલટો મોટો ગેર ફાયદો થાય છે, રીતસર તથા વ્યાજબી પરહેજી રાખવી.

તાવને માટે ઓસડ બે પ્રકારના છે, એક તાવ હોય ત્યારે નરમ પાડવાને માટે, અને બીજો પ્રકાર તાવ ઉતર્યા પછી તે પાછો ન આવે એવો ઇલાજ કરવો.

ઝાડો કબજ હોયતો મીંઢીઆવળ, વીલાયતી મીઠું, અગર હીમેજનો જુલાબ બે ત્રણ વખત લાગે તેવો આપવો.

ના. ૧—ધોળાં તીખાં, દાડમનીછાલ, ત્રાયમાણ અને ગળો સત્વ સરખે ભાગે લઇ ગોળ સાથે તોલો પા ઉના પાણીમા આપવું.

ના. ૨—મોરથુથુ ફુલાવેલ લીંબુના રસમાં તીખાં જેવડી ગોળી વાળવી માત્રા ગોળી ૧ થી ૨,

ના. ૩—કારેલી ૧ સુકાએલ તથા લીંબોળીના મીજ સરખે ભાગે લઇ ચૂરણ કરવું, પછી તેની કારેલીના રસમાં ગોળી બોર જેવડી વાળવી, માત્રા ગોળી ૧ થી ૩ સાકર અને વરીયાળીના પાણીમાં આપવી.

ના ૪—મેથીદાણા, રૂ ૧ ભાર લઇ જરા શેકવા પછી તેને ઝીણા વાટી તાવ આવ્યા અગાઉ ગાયના દહીંમાં અગર પાણીમાં આપવું, બે ત્રણ દીવસ આપવાથી ટાઢીયો તાવ જાય છે.

ના ૫—સુધ હડતાલ, ફળીચુનો એ સરખે ભાગે લઇ છી-કણીના રસમાં ગોળીયો ઝીણી વાળવી,

માત્રા રતી ૧—તીખાં તથા તુલસીના પાનમાં આપવી, ઘી, સાકર તથા રોટલી ખાવી, બીજું કાંઇ ખાવું નહી, તાવ આ-

વ્યા અગાઉ આ ગોળીયો આપવી.

ના. ૬— ધતુરાના પાન, કાળીજીરી, ફટકડી, ફુલાવેલ, ભાંગ અને તીખાં સરખે ભાગે લઇ વાટી ચણાથી મોટી ગોળીયો વાળવી. માત્રા—ગોળી ૧ થી ૪ તાવ આવા અગાઉ ઉના પાણીમાં કલાક કલાક ને છેટે એકેકી ગોળી આપવી.

ના. ૭—પારેવાની ચરક નાગરવેલના પાનમાં ત્રણ દિવસ આપેતો ટાઢીયો તાવ જાય.

ના ૮—તીખાના દાણા ૩૦ આપેતો ટાઢીયો તાવજાય,

ના. ૯—તાવ ઉતરી ગયા પછી તેને અટકાવવા સારુ ટાઢીયા તાવ ઉપર ચોકસ, પ્રખ્યાત અને જાણીતી દવા ( કોયદાન ) છે. શરીરમાં તાવ હોય, ત્યારે કોયદાન આપવું નહીં, કોયદાનની માત્રા— ૧ થી ૩ વાલ સુધી દેવાય છે, ભૂકી મધ અને પાણીમાં અપાય છે. ગોળી ગુલકંદ સાથે અપાયછે. ટાઢીયા તાવ ઉપર કવીનાઇન જેવો ચેકસ અને રામ બાણ ઉપાય એકે નથી.

કોયદાનની સાથે બીજી સફેદ ભૂકીનો ભેગ કરવામાં આવેછે માટે લેનારે સાવચ્રેત રહેવુ, અને તેથી આપણી શાણી સરકારે આપણા સુખ સારૂ ચોખું કોયદાન ટપાલ મારફત વેચે છે, અને તે ચોખું હોયછે માટે લોકોએ તે વાપરવું. તે પડીકી બે પાઈની વેચાય છે ને તેમાં પાંચ ગ્રેન એટલે સુમારે વાલથી જરા કમતી હોયછે.

એક તાવની પાળી ગઇ એટલે કવીનાઇન મુકી દેવું નહી પણ બીજી એક બે પાલી જાય ત્યાં સુધી થોડું થોડું કોયદાન લેવું, નહીં તો કેટલીક વાર તાવ ઉથલો મારે છે, તેમાં તરીયો ને ચોથીઓ તાવ ઘણી વાર ઉથલો મારે છે.

કવીનાઇનને બદલે ટાઢીયા તાવ ઉપર સોમલ અસલના વખતથી વપરાય છે હડતાલ પણ સોમલનીજ જાત છે, માટે કવીનાઇનની ગેરહાજરી હોય તોજ સોમલ વાળી દવા વાપરવી.

ના. ૧૦—હડતાલ તોલો ૧, શંખભસ્મ તોલો ૧, અને મેરથુથુ તોલો ½ ત્રણને કુંવારના રસમાં વાટી સંપુટમાં ઘાલી

ગજપૂટ દેવું; ઠંડું થએથી કાઢી એક રતીભાર સાકર સાથે આપવુ આ દવા સવારમાં જમીને લેવી.

**ના. ૧૧—સુદરસન ચૂર્ણ (લઘુ)**

ગળો, સુંઠ, પીપર, લવીંગ, ગંઠોડા, લીંબડાની છાલ, કડુ, સુખડ, હરડાં અને તજ એ દરેકનો એકેક તોલો અને કરીયાતુ તોલા ૧૦ લઇ વસ્ત્ર ગાળ ચૂરણ કરવું માત્રા ૩ તોલો

**ના. ૧૨—નવીન સુદર્શન ચુરણ.**

કલંબો, અતિવિષનીકળી, કાકચીયાનાબીજ, લીંબડાની-લીંબોળીનાંબીજ, કડુ, ઇંદરજવ, કાળીજીરી, તીખાં, અને કરીયાતાની પાંદડી એ સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરવું, માત્રા તોલે ૦। થી ૦॥ ઠંડા પાણી સાથે આપવું.

**ના.૧૩**—ગળો, કરીયાતું, લીંબડાનીછાલ, કડાછાલ, અને સાતવીણનીછાલ એ દરેક સરખે ભાગે લઇ ચૂર્ણ કરવુ માત્રા તોલો ૦। થી ૦॥

**ના ૧૪**—સોનામુખી ૧ તોલો, કરીયાતુ ૧ તોલો, કડુ ૧ તોલો, ગંઠોડા ½ તોલો તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવુ માત્રા તોલો ૧ અરધો તોલો સવારે ને ૦॥ સાંજે પાણીમાં આપવું. આથી દસ્ત ઉતરશે ને તાવ જશે.

**ના.૧૫**—કરીયાતુ, ઇંદરજવ, ગળો, ધણા વાળો અતિવિષની કળી એ દરેક અરધો અરધો તોલો લઈ તેનો કવાથ કરી પીવો.

**ના.૧૬**—તજ રૂ.૦॥ ભાર, ફટકડી રૂ.૦॥ ભાર } બંનેનુ ચૂર્ણ કરી માત્રા બે આની ભાર તાવ પહેલાં આપવું.

## જીર્ણ જવર, અનિયમિત તાવ.

એક વાર સખત તાવ આવી ગયા પછી થોડો તાવ રહેછે, અથવા થોડા દિવસને આંતરે ફરી ફરી આવ્યા કરેછે અને તે ઘણું કરી અમાસ અને પૂનમનાં બારે દિવસમાં ઉથલો મારેછે.

**ચિન્હ**—તાવની સાથે સરીર ક્ષીણ હોયછે, ભૂખ લાગતી નથી, ઝાડો કબજ રહેછે, નાડી જલદ ચાલેછે. પેટમાં વાયુનું જોર

જણાયછે ને જીભ મેલી હોયછે.

ઉપાય ના. ૧—કવીનાઇન (કોયદાન) વાલ ૬ વાલ | ગળો સત્વ ૧૨ વાલ | કાંકચીયાના મીંજનો ભૂકો ૮ વાલ } શુંદરના પાણીમાં ગોળી ૨૪ કરવી તે માંથી સવાર સાંજ ૨ ગોળી લેવી.

ના ૨—મોટું સુદર્સન ચુર્ણ—

બોરીંગણી, કચોરો, મોટી રીંગણી, સુંઠ, પીપર, મરી, ગંઠોડા, મોરવેલ, ગુળવેલ ધમાસો, કડુ, પીતપાપડો, મોથ, ત્રાયમાણ, નેત્રવાળો, કડવા લીંબડાની છાલ, આકડાનું મુળ, સેકટાનું બીજ, ફટકડી ફુલાવેલ, ઘોડાવજ, તજ, પદમ કાષ્ટ, વાળો, સફેતચંદન, અતિવિષનીકળી ચીકણા મુળ, સાલવણ, પીઠ વણ, કેરાનીગાંઠો, વાવડીંગ, તગર, ચીત્રક, દેવદાર, ચવક, પટોળપત્ર, વીદારી કંદ, લવીંગ, વાસકપુર, સફેદ કમળ, તમાલપત્ર, જાવંત્રી, તાલીસ પત્ર, આ બધા ઓસડથી અડધ ભાગે કરીયાતુ મેળવવું.

માત્રા—છ માસથી ના ભાર સુધી સવાર, સાંજ પાણીમાં આપવું.

આ ચૂર્ણ દરેક તાવ ઉપર અપાય છે.

નં૦ ૩—પટોળ, લીંબડાની છાલ, ગળો, વરીયાળી, કરીયાતુ એ દરેક એક એક તોલો અને ઈંદરજવ ½ તોલો એ, સરવેને રાતે ગરમ પાણીમાં પલાળી સવારે પાણી ગળી લઇ દીવસમાં ત્રણ વખત પીવુ,

નં૦ ૪—કરીયાતુ, હરડાં, મોથ, સુંઠ, પીંપર, ગંઠોડા ધમાસો, વાળો, પટોળ, કડુ, ખડસલીયોપીતપાપડો, કુચોરો, રીંગણી, ત્રાયમાણ, ચીકણા મૂળ. કાંકચા, ઈંદરજવ અતિવિષ અને ડોરલી, આ સરવેનુ સરખે ભાગે વસ્ત્રગાળ ચૂરણ કરવુ માત્રા ૦થી ૦ા તોલો પાણીમાં આપવું.

## દમ

ચિન્હ—દરદીને પેટમાં બાદી હોયછે, માથુ દુખેછે, ઘણો

પેસાબ ઉતરેછે, પણ કેટલાકને એકાએક દમ ઉપડેછે.

રાતમાં બે ત્રણ વાગ્યાના સુમારમાં દરદી એકાએક શ્વાસો શ્વાસમાં અટકાવ પહોંચવાથી જાગી ઉઠેછે. છાતી જાણે બાંધી લીધી હોય અને હવા અંદર જોઇએ તેટલી દાખલ નહી થઇ શકતી હોય તેની પેઠે અડચણ લાગેછે. અને તેથી વારંવાર મોટા જોરથી પણ મુસીબતની સાથે દમ ચાલેછે. દરદીનો દેખાવ મોટો દુઃખદાયક થઇ પડેછે. ધમણની માફક ઘણી મહેનતથી દમ ચાલેછે. દમને લીધે પણ વાત કરવાની ફુરસદ રહેતી નથી. તેનો ચહેરો ઘણી લાચારી તથા સંકટ બતાવેછે. અને એકાદ અજાણ્યા માણસને સહેજ એમ લાગશે કે થોડા વખતમાં દરદી મૃત્યુને સરણ થશે. શરીર ઉપરથી પરસેવાના ટીપા પરેછે અને અંગ ઠંડુ થઇ જાયછે. નાડી જલદ ચાલેછે થોડી ખાંસી આવેછે અને કોઇ પણ રીતે સુવા બેસવાથી પણ આરામ મળતો નથી, ઊંઘ પણ આવતી નથી. ત્યાર પછી બે ચાર કલાકથી તે એક બે દીવસમાં આ દમ એકદમ અગર હળવે હળવે નરમ પડી જાયછે, ખાંસી આવેછે અને તેની સાથે થોડો કફ પરેછે કોઇને વધારે ખાંસી આવેછે ને ઘણો કફ પડેછે.

આ રીતે એક વખત દમ શાંત થઈને મટી જાય ત્યાર પછી ફરી તેજ રીતે ક્યારે થશે તેનો કાંઇ નીયમ નથી. ફરી કરીને થયા વગર એ ઘણું કરીને રહેતો નથી. પણ તે કોઇને દરરોજ થાયતો કોઇને મહીનામાં એક વખત અગર વરસમાં એક વાર, અને કોઇને તો કેટલેક વરસે એક વખત થાયછે. અને ઘણું કરીને તે રાત ને વખતે ઉપડેછે. જ્યારે વારંવાર દમ ઉપડેછે. ત્યારે ફેફસાના બીજા વ્યાધીયો ઉત્પન્ન થાયછે. હમેશાં ઉધરસ રહેછે કફ પરેછે ને તાવ આવેછે. અને રક્તાશયના તેમજ બીજા વ્યાધી પેદા થાયછે અને તેથી દરદીનો અંત વહેલો આવેછે પરંતુ જો દમ લાંબા વખતને અંતરે થતો હોયતો તેનાથી જીંદગીને વિસેષ ધકો લાગતો નથી.

**કારણ**—આ રોગ ઘણું કરી તરૂણાવસ્થામાં થાયછે સ્ત્રી કરતાં પુરૂષને વધારે થાયછે એકજ કુટુંબમાં તે કેઇવાર વારસામાં ઉતરે છે. ૧ કેટલીકવાર કાંઇ કારણ વિના દમ ઉપડેછે ૨ ધુમાડો ભરચાં

કે એવી આકરી કોઈ જાતની ધુમાડી વનસ્પતિ અગર કાંઇ દુર્ગંધ, ધુળ, શ્વાસમાં લેવાય. સરદી અને ઠંડકથી, વીગેરે ઘણા કારણોથી દમ ઉપરેછે.

**ઉપાય**—ત્રણ પ્રકારનો ઉપાય છે. ૧–દમને અટકાવવાનો ૨-દમને શાંત પાડવાનો ૩–ફરીથી દમ ન ઉપડે તેને માટે.

૧—પ્રથમ દમ ઉપડે તેના કારણ દુર કરવાં. ઉલટી અગર ઝાડાનો જુલાબ આપવો અથવા એરંડીયું તેલ આપી બે ત્રણ દસ્ત ઉતરે તેમ કરવુ. છાતી ઉપર રાઇ મુકવી ટરપીટન તથા ગરમ પાણીનો શેક કરવો ત્યાર પછી દવા આપવી. દવા એક ખાવાની તથા બીજી સુંઘવાની અગર બીડીની માફક પીવાની કઇ દવાથી દરદીને ફાયદો થસે તે ચોકસ કહેવાય નહી દવા લીધાથી તબીયતને કઈ અનુકુળ આવે છે તે માલમ પડે છે. એકને ફાયદો કરશે તેજ દવા બીજાને લાગુ પડશે નહીં એવી આરોગની ખાશીયત છે.

**ના. ૧**—જવખાર, અંઘેડાનો ખાર, ટંકણ ખાર, સુરો ખાર, નવસાર, સાજીખાર, સંચળ, સીંધા લુણ, વડાગરૂ મીઠું, બોરીંગણી-નો ખાર, એ તમામ સરખે ભાગે લેવા અજમો ચાર ભાગ પીપર બાર ભાગ, હીંગ બે ભાગ એ તમામનું ચુર્ણ તૈયાર કરી કડવી તુંબડીના રસના સાત પુટ દેવા પછી બધી દવાને કડવી તુંબડીને ડગળી કાઢી તેમાં ભરવી તેને કપડમટ ત્રણ કરવા પછી અગ્નીમાં ઘાલી તે ખાર ઠરાપછી કાઢી લઇ વસ્ત્રગાળી ચૂરણ કરવુ **માત્રા**—વાલ-૨ ઘીમાં અગર સીતોપલાદીમાં આપવુ.

**ના. ૨**—૧૨૫ આકડાનાં રવાઇડા સૂકવી તેમાં એક તોલો જાયફળ, લવીંગ, જાવંત્રી અને અકલ કરો એ દરેક અકેક તોલો લઇ બબે આની ભારની ગોળી વાળવી. **માત્રા**–૨ થી ૩ ગોળી.

**ના. ૩**—પોટાસ આયોડીડ ગ્રેન ૩૦
ટીંચર બેલાડોના મીનીમ ૪૦
સ્પીરીટ આમોનીયા આરોમેટીક ડ્રામ બે
સ્પીરીટ કલોરોફોર્મ ડ્રામ બે
ટીંચર સ્ટ્રામોની ડ્રામ અરધો.
લોબેલીયા ઇથરીસ ડ્રામ બે

કપુરનું પાણી ઔંસ ૪
આસરવે દવા મીલાવી જે ભાગ દીવસમાં ત્રણ ચાર વખત આપવી.

**ના. ૪**—નાઇટ્રેટઓફ ઍમાઇલના થોડાં ટીપાં રૂમાલ ઉપર નાંખી સુંઘવાથી આરામ થાય છે.

ધતુરો, સુરોખાર, નવસાર, અને ગાંજો, ઇત્યાદી દરદીના ઓરડામાં બાળવામાં આવે તો તેનો ધુમાડો શ્વાસમાં જવાથી ફાયદો થાયછે. જેમકે ધતુરાના પંચાંગ બે ઔંસ સુરોખાર બે દ્રામ અને ભાંગ ૪ દ્રામ એકત્ર કરી દેવતા પર ભભરાવવા.

બીડી અગર ચલમમાં ધતુરો, તમાકુ, ગાંજો અને, સુરોખાર, પીવાથી દમ બેસી જાય છે.

સુરોખાર તથા પોટાસ કલોરાસ પાણીમાં ગળી જાય તેટલો નાંખી તેમાં બ્લોટીંગ પેપર ભીંજવી સુકવી રાખવા. જ્યારે દમ ઉપડે ત્યારે તેની બીડી વાળી પીવી.

દમ બેસી ગયા પછી તે ફરી નહીં થાય તેવા ઇલાજો કરવા

શરીર સુધરે તેવો ખોરાક લેવો, રાતે ઉજાગરો કરવો નહીં, નીયમસર ખાવું, ભારે ખોરાક ખાવો નહીં.

દમ ફરીથી ન ઉપડે તેને માટે નીચેની દવા આપવી.

**ના. ૫**—સોમલ ગ્રેન બે, હીંગળો ચોખો ગ્રેન ચાર, ધતુરાના બી ગ્રેન ૩૨, કવીનાઇન ગ્રેન ૨૦, અફીણ ગ્રેન ૮, એકસટ્રાકટ કોની ગોળી વળે તેટલું ગોળી ૩૨ કરવી. માત્રા ગોળી બે સવાર સાંજ એકેકી આપવી.

**ના. ૬**—કસ્તુરી ૭ વાલ, જેઠીમધનોશીરો ૬ વાલ, તેની ગોળી ૧૨ કરવી **માત્રા**—ગોળી ૨ સવાર, સાંજ એકેકી આપવી.

**ના. ૭**—**શ્વાસકુઠાર**—શુદ્ધ પારો, શુદ્ધ ટંકણખાર ગંધકશુદ્ધ શુધ મણસીલ એ દરેક એકેક ભાગ સુંઠ તથા પીપર એ દરેક ત્રણ ભાગ અને મરી દશ ભાગ એનું વસ્ત્રગાળ ચુરણ કરી રાખવું માત્રા ૧ રતી ભાર નાગરવેલના પાનમાં દમ હોય ત્યારે આપવું.

**ના. ૮**—અઘાડાનોખાર, અભ્રકભસ્મ અરડુસીનોરસ અને પીપર દમ ઉપર અપાય છે.

# દાંતના દરદ.

દાંતના પેઢાનો વરમ. પેઢા સુજેલાં ઉપસેલાં. જાડાં અને રાતા થઇ રહેછે. તે દુખેછે. દાબવાથી તેમાં લોહી નીકળે છે ને અંદર થી પરૂ પણ નીકળેછે.

**ઉપાય ના. ૧**—ફટકડી તોલો પા, ટંકણખાર તોલો પા, અને પાણી તોલા ૧૦ મેળવી કોગળા કરવા.

**ના. ૨**—ટંકણખાર તોલો પા. મધ તોલા ૨ા, બાવળની છાલ નું પાણી તોલા ૧૦ મેળવી કોગળા કરવા.

**ના. ૩**—માયું, બાવળનીઅંતરછાલ, ગુલાબનાફુલ, તથા બોરડીની છાલ એ દરેક અકેક તોલો લઇ તેને પાણી વીશ ભારમાં રાતે પલાળી સવારે ગળીં કોગળા કરવા.

**દાંતના ચસકા—ચિન્હ** આ દરદ થોડું હોય ત્યારે" વેદના થોડી હોયછે અને ઘણુ હોય તો વેદના અસહ્ય થઇ પડે છે ને દરદી બોકાસાં નાંખે છે. આંખમાંથી આંસુ પડે છે દરદની જાત ઘણા પ્રકારનીછે. કોઇને બળેછે કપાય છે, મોંકાય છે અને લવરકે છે.

**ઉપાય ના. ૧**—લવીંગ તથા તજના તેલનું ટીપું રૂના પોલમાં દાંતની પોલમાં રાખવું.

**ના. ૨**—અકલકરો, સુંઠ, તથા સીંધાલુણ ઝીણું વાટી દાંત ઉપર ઘસવું. તથા ગાયના સુકા છાણની ઝીણી ભુકી કરી દાંત ઉપર ઘસવી.

**ના. ૩**—કપુર તથા અફીણ બંનેને મીલાવી દાંતમાં રાખવું.

**ના. ૪**—આદુના કટકાને તુલશીના પાન સાથે દાંતમાં રાખવું

**ના. ૫**—કાયફળ તોલો ૦ા પાણી તોલા ૧૦ ના કોગળા કરવા.

**ના. ૬**—જાયફળના તેલનું ટીપું રૂના પોલમાં રાખવું

**ના. ૭**—ફુલાવેલ મોરથુથુ એક ભાગ ફુલાવેલ ટંકણ બેભાગ ફુલાવેલ ફટકડી ત્રણભાગ ચાક આઠભાગ મીલાવી લગાડવું.

**ના. ૮**—લોદર, રસવંતી અને મોથ સરખે ભાગે લઇ વસ્ત્ર ગાળ કરી દાંતે લગાડવું.

**ના. ૯** વડનું દાતણ કરવાથી ચસકા મટે છે.

**ના ૧૦**—ધ્યાસણી દાંતની પોલમાં રાખવી.

## દાદર.

શરીરના ગમે તે ભાગમાં થાય છે. અને શરૂઆતમાં ગોળ રાતા રંગના ચકરડા જણાય છે. આમાં ચળ ઘણી આવે છે. ખંજોળવાથી લોહી નીકળે છે ને તેમાંથી કેટલીક વખતે પાણી આવે છે, ત્યારે તેમાં બળતરા થાય છે, ઘણા વખતની જુની દાદર કાળી પડી જાય છે. બહુજ ખાટા અને બહુજ ગરમ પદાર્થ ખાવાવાળાને તેમજ મલીન માણસને આ દરદ બહુજ થાય છે દાદર બહુ કરીને કમર, પગલ અગર સાથળ ।। મૂળમાં કે જ્યાં પરસેવો ભરાઇ રહેવાનો વધારે સંભવ છે ત્યાં મળી આવે છે

**ના. ૧**—કુવાડીયાના બીજ, છ ભાગ, ગાજરના બી બેભાગ અને બાવચીના બી ચાર ભાગ એ ત્રણે વસ્તુના ચૂર્ણને આઠ દિવસ સુધી ગૌમૂત્રમાં પલાળી રાખી પાછળથી તે કાઢી વાટીને લગાડવાથી દાદર, ચળ, અને ખસ જતી રહે છે.

**ના. ૨**—પારો તોલા ૧૦, ગંધક તોલા ૧૦, હીમેજ તોલા ૧૦, રાળતોલા ૧૦, અને ટંકરખાર તોલ ૫ પારા તથા ગંધકને પ્રથમ મીલાવી એક રસ થયા પછી બાકીની ચીજો મેળવવી પછી દાદરવાળી જગાએ ઘીમાં લગાડવું

**ના. ૩**—રસકપૂર, બોદાર, ગંધક, મોરથુથુ અને ટંકણખાર સરખે ભાગે લઇ માખણમાં લગાડવું.

તે શિવાય ઇંગ્રેજીમાં જલદ એસીડ એસેટીક તથા ગોઆપાઊડર લગાડવાથી દાદર મટી જાય છે.

## ધાતુના રોગ.

ધાત એ શબ્દનો અર્થ આપણામાં એવો અનિશ્ચિત છે કે તેમાં કેટલાક જૂદા જૂદા દરદનો સમાવેશ થાય છે. પેશાબમાં કાંઇપણ ધોળો પદાર્થ જાય તેને ધાત એ શબ્દ લાગુ કરવામાં આવે છે. પરમીઆમાં પરૂ જાય પેશાબમાં ચરબી જેવો પદાર્થ જાય, કોઇવાર વીર્ય પેસાબની સાથે પડે છે, અને કોઇવાર ફોસફેટ નીકળે છે તે સર્વે ધાતમાં ગણાય છે.

જ્યારે પેશાબ કરતાં પ્રથમ સફેદ પદાર્થ પડે છે અને પાછ્ળ

છ્યનો પેશાબનો ભાગ ચોખો હોય છે. ત્યારે તે પદાર્થ મુત્ર માર્ગમાંથી આવે છે એમ અનુમાન થાય છે. આ પદાર્થ ઘણું કરીને જુના પરમીયાનું પીપ હોય છે, કવચીત તે સફેદ પદાર્થ ફોસફેટનો બનેલો હોય છે. વીધાર્થીઓ વીગેરે જે ઘણો વખત બેસી રહે અને વાંચે તથા મગજને તસ્દી આપે તેને ઘણું કરીને આરોગ થાય છે. આક્ષાર જવાથી શરીરને નબળાઈ અને સુસ્તી લાગે છે, મસ્તક દુખે છે, અને મન વ્યગ્ર તથા ચિંતાતુર થાય છે.

**ઉપાય**—દરદીએ થોડું વાંચવું તથા મગજને થોડી તસ્દી આપવી. બેસી નહીં રહેતાં યોગ્ય ફરવાની તથા બીજી કસરત લેવી જોઇએ સારી ખુલી હવા, પોષ્ટીક ખોરાક તથા પુષ્કળ દુધ આપવું.

• **નાં. ૧**—મેથી તોલા ૮, ખસખસ તોલા ૮–ધણી તોલા ૮, ઘી તોલા ૮, તીખા તોલો ૧–અને સાકર તોલા ૧૦ આ શરવેને ખાંડી છણી કરી તૈયાર કરવું **માત્રા** તોલો ૧ા થી ૩ સુધી

**નાં. ૨**—કાળાતલ તથા ગોખરૂ સરખે ભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું **માત્રા** તોલો ૦ાા થી ૧ સુધી દુધમાં આપવું.

# વીર્યશ્રાવ-શુક્રપાત (ધાતનું જવું)

પેશાબની સાથે વીર્ય પડે, સ્વપ્નામાં વીર્ય જાય, કિંચીત મનો વિકાર થઇ વીર્ય ક્ષલીત થાય તેને વીર્યશ્રાવનો વ્યાધી કહેવાય છે કોઇવાર ઝાડાની કબજીઅતથી વીર્ય પડે છે, તરૂણાવસ્થાએ પહોંચ્યા પછી પાંચ પંદર દિવસને અંતરે સ્વપ્નામાં વીર્ય જાય તે સ્વભાવિક છે તેને વ્યાધી સમજવો નહીં. હાથરસને લીધે વીર્ય ઝમ્યા કરે છે, વિષય યુક્ત વાતો કરવાથી, ઇશ્કની ચોપડીયો વાંચવાથી, નિશાળોમાં અને કોલેજોમાં વિધાર્થીઓને કેટલીકવાર આરોગ થાય છે, અતિ સ્ત્રી સંગ કરવાથી જલદી સ્ખલીત થઈ જાય છે તેને પણ આપણા લોકો ધાત જાયછે એમ કહેછે, એમ મેં ઘણા જણા ને મોઢેથી સાંભળ્યું છે.

વીર્યશ્રાવને લીધે શરીરને નબળાઇ માલમ પડે છે, મન ચિંતાતુર રહે છે, કશું કામ ગોઠતું નથી, હાથ પગમાં કળતર થાય

છે, યાદ શક્તિ કમી થઇ જાય છે. ભૂખ લાગતી નથી કોઇ કામ સુજતું નથી, માથું દુખે છે, ચકર આવે છે, શરીર લેવાતું જાય છે. છેવટ્ટ, વાઇ, ક્ષય, આંચકી વીગેરે ભયંકર રોગ પેદા થાય છે,

**ઉપાય**—પહેલાં દસ્ત સાફ આવે તેવી દવા આપવી. મીંઢીઆવળ તથા ત્રીફળા વીગેરે હલકો જુલાબ આપવો વિષય ઉત્પન્ન થાય એવી વાતો તથા ચોપડીઓ વાંચવીનહી ઠંડા પાણીથી સ્નાન કરવું. શરીરને કસરત આપવી. ૭, સાત કલાકથી વધારે ઊંઘવું નહીં ને પીઠ ઉપર નહીં સુતા પડખાભર સુવું.

**ના. ૧**—અકલકરો, સુંઠ, કંકોલ, જાયફળ, કેશર, પીપર, લવીંગ અને ચંદન એ દરેક અકેક તોલો અને અફીણ ચાર તોલા એ સઘળાનું બારીક ચૂર્ણ કરવું.

**માત્રા**—૧ થી ૨ રતીભાર રાત્રે મધમાં ચાટી જવું.

**ના. ૨**—ગળો, ગોખરૂ અને આમળાં આ સરખે ભાગે લઈ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું **માત્રા**-તોલો ૦ા

**ના. ૩**—કપુર ૧ વાલ અને અફીણ ૧ રતી તેની ગોળી ૭ કરવી હમેશાં ત્રણ ગોળી લેવી

**ના. ૪**—જાવંત્રી અને અફીણ અકેક તોલો. કસ્તુરી ¼ તોલો અને કપુર ¼ તોલો બંનેને ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું પાનના રસની સાથે એકએક રતીની ગોળીયો વાળવી **માત્રા**-ગોળી ૧ થી ૩ આ ગોળી મીઠા પરમીયા તથા દમ અને પુરૂષત્વ આપનારી છે.

**નાં. ૫**—કાળી તુળસીના બીની ગોળી ગોળમાં બોર જેવડી વાળવી **માત્રા**-ગોળી ૧ થી ૩

**ના. ૬**—વીદારીકંદનું ચૂર્ણ **માત્રા**-તોલો ૦ા થી ૦ાા દુધમાં આપવું.

**ના. ૭**—ધોળીમુસળી, ગલોસત્વ, કવચાં, ગોખરૂ, શીમળાનોગુંદ, સાકર અને આમળા આ દવા સરખે ભાગે લઇ વસ્ત્રગાળ ચુર્ણ કરવું **માત્રા**-તોલો ૦ા થી ૦ાા દીવસમાં બે વખત ઘી તથા દુધમાં આપવું.

**ના. ૮**—એખરો, ગોખરૂ, સતાવરી, કવચાં, મુસળી એ

એમાં ચચાર તોલા મોચરસ, નાગકેશર અને જેઠીમધ બબ્બે તોલા તથા જાવંત્રી, સુંઠ અને લવીંગ એક તોલો અને બધાના બરોબર સાકર લઇ ખાંડી વસ્ત્રગાળ ચુરણ કરવું, માત્રા–તોલો ગાયના દુધમાં આપવું.

**ના. ૯**—પૂર્ણ ચંદ્રોદય નામની સોનાની બનાવટ થાય છે તે તૈયાર મળે છે. **માત્રા**–૧ થી બે રતી મધ અને માખણ સાથે ખાવી, આ દવા ખાતી વખતે, દુધ તથા ઘીનું ખાવામાં જોર રાખવું ને તેલ મરચું તથાખટાઇથી દુર રહેવુ.

**ના. ૧૦**—ઝેરકોચલા ૩૦ થી ૪૦ લઇ એક માટલીની અંદર પાણીમાં નાંખવા તે પાણી સવારનું ભરેલ સાંજે કાઢી નાંખવું. ને સાંજનું ભરેલ સવારે કાઢી નાંખવું એમ ૨૧ દીવસ કરવું પછી ગાયના છાણમાં પાણી નાંખી તેમાં ઝેર કોચલા નાંખી હાંડલામાં ચુલા ઊપર ખુબ બે કલાક સુધી ઉકાળવુ પછી તેની બે ફડાસ કરી પાણીથી ધોઇ નાંખવાને ફરીથી બકરીના દુધમાં ઉકાળવા ને તેના પછી ઝીણા ઝીણા કકડા કરવા પછી તેને ઘીમાં તળવા બરાબર ભુંજાણા પછી તેને ઝીણો લોટ જેવો ભુકો કરવો ને તેના વજન બરાબર ધોળી મુસળી, કાળી મુસળી, આંસદ, બેસાગુગળ આ બધાનું વસ્ત્રગાળ ચુર્ણ કરવું ને તેની ચણા બરાબર ગોળીયો વાળવી હમેશાં ગોળી બે સવાર સાંજ દુધમાં ખાવી તેલ, મરચું, ખટાઇથી દુર રહેવું.

**ના. ૧૧**—કાળી તળશીના બી રૂપીયા પાંચભાર, કેશર તોલો ૧॥, કપુર તોલો ૦॥ અરધો, જાયફળ તોલો ૩॥ જાવંત્રી તોલો ૧॥, એલચી તોલો ૦॥, મુસલી તોલા ૨૦ આ સર્વેનું વસ્ત્રગાળ ચુરણ કરવું ને તેની ગોળી ગોળ શેર ૩ ત્રણ નાંખી તોલા અરધાભારની વાળવી **માત્રા**–ગોળી ૧ સવારમાં ખાવી.

**ના. ૧૨**—અડદનીદાળ તોલા ૧૦, ભેંસના દુધ શેર ૦॥ અરધામાં આખીરાત પલાળવી સવારે દાળ કાઢી પાણીથી ધોઇ નાંખવી.

| | | |
|---|---|---|
| સફેદ મુશળી<br>પંજાબી સાલમ<br>લસણીયો સાલમ | આ દરેક બે<br>તોલા લેવા. | આ બધાનું ચુર્ણ કરી<br>પડી સાત કરવી. |
| બહુ ફળી | તોલા ૫ | |

ત્યાર પછી દુધ શેર ૨।। અઢી લઇ તેમાં ઉપરની પડી એક નાંખવી તથા ઉપરની ધોએલ દાળ નાંખી ખુબ કઢવું. કઢતાં અરધ રહે એટલે ઉતારી લઈ પીઇ જવું સવારે પીવું બીજું કાંઇ ખાવું નહીં. સાંજે ફકત ખાવું.

**નાં. ૧૩**—લોહ ભસ્મ ૧ થી ૨ રતી મધ સાથે આપવી.

**નાં. ૧૪**—શુધ શીલાજીત ૧ થી બે રતી દુધ સાથે આપવો

અતિસંગથી નપુશકપણુ પ્રાપ્ત થાય છે. અથવાતો સ્ત્રી પાસે જતાં વીર્ય જલદી સ્ખલિત થતું હોય તેનો **ઉપાય**—પ્રથમતો ઉત્પતી અવયવોને સંપૂર્ણ આરામ આપવો, કામ ઉત્પન્ન થાય નહી તેવું વર્તન રાખવું. ઈંદ્રી પુરતા બળથી જાગ્રત થતી ન હોય તો એક વરસ લગી અવશ્ય સ્ત્રી સંગ કરવો નહીં.

જેની ઈંદ્રી પૂરતા બળથી જાગ્રત થતી હોય, યોનીમાં દાખલ થઇ શકતી હોય તથા વીર્ય જલદી સ્ખલીત તુરત થઈ જતું હોય તેણે અવસ્ય એક વરસ લગી બ્રહ્મચર્ય પાળવું જોઇએ. તેને માટેમન પવીત્ર રાખવું મનને રાત દિવસ કાંઇ કામમાં પરોવેલું રાખવું. અજાણ્યા મુલકમાં મુસાફરીએ નીકળી જવું. અથવા અભ્યાસમાં મન લગાડવું અને મલીન વીચાર ઉત્પન્ન થાય તે વખતે ઇશ્વર ભજન કરવું. થંડા પાણીથી નાવું. શરીરને થાક ન લાગે તેટલી કસરત કરવી.

**નાં. ૧૫**—અફીણ, વછનાગ, ધંતુરાના બીજ, અને જાવંત્રી નું ચુર્ણ ગાયના ઘીમાં મેળવી ઈંદ્રી ઉપર લગાડવું.

**નાં. ૧૬**—અજમો તથા મેદો એ દરેક અરધા અરધા ભાર લઇને પાણીમાં પીસીને સાત દિવસ લગી ઇંદ્રીપર લગાડવું

**નાં. ૧૭**—અકલકરો મીઠા તેલ સાથે ઘસી ઈંદ્રીપર લેપ કરવો.

**નાં. ૧૮**—ફોસફાઈડ ઓફઝીંક ગ્રેન દશ

ઝેરકોચલાનું સત્વ ગ્રેન ૩૩ તેત્રીસ

ગોળી ૧૦૦ કરવી એક ગોળી જમ્યા બાદ દીવસમાં ત્રણ

વાર લેવી.

ચા, કોફી અગર કોઈપણ ગરમ ચીજ ખાવી નહીં.

**નં. ૧૯**—ધંતુરાનાબીનું ચૂર્ણ તલના તેલમાં ઉકાળી પછી શીશીમાં ભરી નાખવું, ને હમેશાં આંગળી વડે ઇંદ્રી ઉપર દીવસમાં ચાર પાંચવાર લગાડવું.

| | | |
|---|---|---|
| **નં. ૨૦**—ઝીંક સલફાસ | ગ્રેન ૧૮ | ગોળી ૨૪ કરવી દીવસમાં ત્રણ ગોળી જમ્યા પછી લેવી. |
| હીરાકસી | ગ્રેન ૨૪ | |
| ઝેરકોચલાનું સત્વ | ગ્રેન ૬ | |
| પીલરેહાઇ કમ્પાઉન્ડ | ગ્રેન ૬૦ | |

કોડલીવર ઓઇલથી પણ ફાયદો થાયછે.

# નાકના દરદ.

**નસકોરી ફુટવી**—કોઇવાર નસકોરી ફુટવાની અગાઉ માથું દુખેછે, ચહેરો લાલ થઇ આવેછે અગર ટાઢ વાય છે. અને કોઇવાર એકાએક કાંઇપણ ચેતવણી આપ્યા શિવાઇ નાકમાંથી લોહી પડેછે. બાળ અવસ્થા અને જુવાનીમાં નસકોરી કેટલીક વાર ફુટે છે. તેથી લોહીનો જોસો કમી થાય છે, અને શરીરે પણ ફાયદો થાય છે, કેટલાકને પાંચ પંદર દિવસે નસકોરી ફુટવાની ટેવ પડી જાયછે. હરસનું તથા દસ્તાનું લોહી બંધ થવાથી નસકોની ફુટે ને. લોહીની એકદમ ધાર અગર ટપકે ટપકે પડેછે નાક ઉપર કાંઈ લાગવાથી જોરથીછીંક ખાવાથી, જોરથી ઉલટી થવાથી અગર ઉધરસથી પણ લોહી નીકળેછે. મોટી ઉધરસમાં બચાંને કાનમાંથી અને નાકમાંથી લોહી નીકળેછે. કાળજાના ગુરદાના અને રક્તાશયના દરદોમાં, કમળામાં અથવા બીજી રીતે લોહી પાતળુ થઇ જવાથી નસકોરી ફુટે છે. નાકની અંદર કેટલાંક દરદ થવાથી, મસાથી અને કીડા પડવાથી ઘણું લોહી નીકળે છે, કેટલીક વાર એમ જોવામાં આવેછે કે એકાદ દિવશે નાકમાં દરદ થાયછે. થોડું અગર ઘણું લોહી પડે છે, તે વખતે નાક ચહેરો અને આંખ સુઝી આવેછે અને નાકમાંથી કીડાપડવા માંડેછે, વખતે આકીડા તાળવું ફાડીનેમોઢામાંછિદ્રપાડેછે. અને સો બસો કીડા નીકળી પડે છે તેથી દરદીને અતિશય દુખથાયછે માથુ દુખે છે, અને ઉંઘ આવતી નથી. નસકોરી ને લીધે કીડા

થયાકે કીડાને લીધે નસકોરી ફુટી એ કહેવું મુંશ્કેલ થઇ પડે છે બેઉ અરસ પરસ કારણ થઇ સકે છે. નબળી તબીયતના માણસ ને વિસેષ થાય છે વખતે ગળાનો ભાગ ખવાઈ જાયછે અને ગળા વાટે મોઢામાંથી કીડા પડે છે. નાકમાંથી લોહી એક બે તોલા અગર એક બે શેર સુધી પડે છે. લોહી નાકમાંથી બહાર પડે છે પણકોઇ વાર પછવાડે પેટમાં ઉતરે છે. પેટમાં લોહી ઉતર્યા પછી થોડી વારે ઉલટી થાય છે અને તેમાં લોહીની ગાંઠો, ગળફા પડેછે અગર તે લોહી ઝાડા વાટે નીકળે છે. એક અગર બેઉ નાકમાંથી લોહી નીકળેછે. સ્ત્રી કરતાં પુરૂષને આ દરદ વધારે થાય છે.

ઉપાય—નસકોરી ફુટવાનો અનુભવ નથી એવા થોડાજ માણસો હસે અને તેના સાધારણ ઉપાય સર્વે કોઇને માલમ હોયછે. ઠંડુ પાણી મસ્તક, નાક તથા બોચી ઉપર રેડવું. બરફ મળી સકેતો નાકને તથા માથાને લગાડવો. રાતી માટી ભીંજવીને માથા ઉપર મૂકવી. મજબૂત તથા ઘણા લોહીવાળાં આદમીને નસકોરી ફુટસે તે પોતાની મેળે થોડું ઘણું લોહી નીકળા પછી બંધ પડે છે તેને બંધ કરવા જરૂર નથી પણ જેને ઘણું લોહી વહે છે અને તે નબળી તબીયતનો દરદી હોય તેનું લોહી જલદી બંધ કરવું જોઇએ

ના ૧—ગાયનુ સુકું છાણુને ઝીણું વાટીને સુંઘવુ તેથી લોહી બંધ થસે

ના. ૨—ફટકડી તથા કાંટાળુમાયુની ભુકીકરી સુંઘવી. તથા નાકને થોડી વાર દાબી રાખવું તેથી લોહી બંધાઈ જઈ બંધ પડેછે.

ના. ૩—જસતાંનાફુલ ૬વાલ,ફટકડી ૬વાલ,કાંટાળુ માયું ૬વાલ, પાંણી ૫ તોલા ઉપરનીસર્વે દવા મીલાવી નાકમાં પીચકારી મારવી. નાકમાં કીડા પડે ત્યારે નીચેની દવા આપવી.

ના ૪—ટરપીટન તેલ ડ્રામ એક—પાણી ગરમ તોલા ૧૦ ફટકડી ૮ વાલ ઉપરની દવા મીલાવી પીચકારી મારવી,

ના. ૫—ટરપીટન તથા કપૂર મીલાવી સુંઘવું અગર તેમાં રૂ બોળી પુમડું નાકમાં મૂકવું એટલે કીડા ખરી પડેછે.

# નાકમાં છોડ.

નાકની અંદર કોઈ પ્રકારનો સોજો પેદા થવાથી તેની અંદર ચાંપરૂ નીકળેછે ને વાસ મારે છે તેને છોડ કહે છે.

પ્રથમ સળેખમ જેવું જણાય છે, નાકમાં કાંઇ ભરાઇ રહ્યું હોય એમ લાગેછે. શ્વાસ બરાબર ચાલતો નથી. તેને લીધે કપાળ દુખે છે. કોઇને થોડું પરૂ નીકળે છે. તો કોઇને ઘણુંજ નીકળે છે ને એટલી દુર્ગંધ મારેછે કે. બીચારો દરદી બીજાની પાસે બેસી સકતો નથી. થોડું પરૂ હોયતો સુકાઇ જઈ છોડાં પડે છે ને તે પોપડા જેવા બહાર નીકળે છે. આ દશામાં દરદી ઘણો વખત રહેતો તેની વાસ લેવાની સકતી કમી અગર તદ્દન બંધ થઈ જાય છે. તાજેતર ઉપાય કરવાથી મટી સકેછે પણ લાંબો વખત થવાથી ઉપાય કામે લાગતો નથી. કોઇને ઘણુંજ પરૂ જવાથી નાકની અંદરના હાડકાં સડી જાયછે. ને નાકનો આગલો ભાગ ખસી પડે છે. કોઇવાર તાળવામાંથી મોઢામાં છીદ્ર પડે છે. નાકની અંદર કીડા પડેછે ને લોહી નીકળે છે.

ઉપાય—નાકને હમેસાં ગરમ પાણીની પીચકારીથી ધોઇ સાફ રાખવું ગરમીથી આ દરદ થયું હોય તો નીચેની દવા આપવી.

ના. ૧—સારસા પરેલાનો ક્વાથ ઔંસ ૪
લાઇકર હાઇડ્રાર્જીરી પરકલોરીડ ડ્રામ ૧
} મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું.

ગરમી સિવાય આ દરદ થયું હોય તો નીચેની દવા આપવી.

ના. ૨—પોટાસ આયોડીડ ગ્રેન ૬
સ્પીરીટ આમોનીઆ આરોમાટીક ડ્રામ ૧
ટીંચર સીંકોના કમપોઝીટા ડ્રામ ૧॥
કરીયાતાનો ક્વાથ ઔંસ ૩
ઉપરની દવા મીલાવી દીવસમાં ત્રણ વખત પીવી.

ના. ૩—અંગવીનટમ હાઇડ્રાર્જીરી નાઇટ્રાસ ૧ ભાગ
તાજું ઘી ૮ ભાગ
મીલાવી સુંઘવું.

ના. ૪—હાઇડ્રાર્જરી ઓકસીડમ રૂબરમ ૫ ગ્રેન
ખાંડ ૪ ડ્રામ
} મીલાવી બે ચાર વખત સુંઘવું.

ના. ૫—ડેકામારી શુંદ તોલો ૦।, વાવડીંગ તોલો ૦।, કપુર વાલ ૨, મીલાવી સુંઘવું.

ના. ૬—કોહોળાપાક તથા કોળાનો અવલેહ લાંબી મુદત સુધી ખાવાથી આરોગ મટી શકે છે.

## પક્ષઘાત.

ચિન્હ—અર્ધાંગ અને અર્દીત જાતનો આ એક વ્યાધી છે, અને તેથી શરીરનું એક પડખું શક્તિ વગરનું થઇ જાય છે એક બાજુ પરના હાથ, પગ, અને પડખાં પોતાનું કામ બીલકુલ કરી શકતાં નથી ને તે કોઇપણ ચીજ પકડી શકતો નથી. તેનો એક પગ શક્તિહીન થઇ જવાથી બરાબર ઉપડી શકતો નથી. ચાલતાં ચાલતાં અંગુઠો પગ નિચે આવી જાય છે, અને પોતાનો પગ ઘસડતો ચાલે છે. પક્ષઘાતની સાથે એક બાજુનો ચહેરો પણ રહી ગએલો હોય છે. આ દરદ અચાનક ઉપડે છે અને રાત્રીમાં ઘણું કરી દરદી ઉઠેલો હોય છે, ત્યારે તે એકદમ પડી જાય છે. ઝાડો, પેશાબ વીગેરે નીકળી જાય છે, અને કોઇપણ જાતનું ભાન રહેતું નથી આવા રૂપમાં કાંતો દરદી ગુજરી જાય છે પણ જો તેમાંથી હૈયાત રહેતો જીંદગી સુધી દુખી જીવતર ભોગવવું પડે છે. જો નાની ઉમરમાં આરોગ થયો હોયતો વખતે સારું થઇ શકે છે. ઘડપણમાં થએલું દુખ ઘણુંજ ભયંકર છે.

કારણ—મગજના વ્યાધીથી દરદ થાય છે. મગજ ઉપર લોહી ચડવાથી એકાએક અને પૂર્ણ પક્ષઘાત થાય છે. ગરમીના મરજને લીધે પણ પક્ષઘાત થાય છે.

ઉપાય—ના. ૧-માસબલાદીકવાથ અડદનીદાળ, ચીકણી મૂળ, એરંડમૂળ, કૌચા, તાલીસખાના. રાસ્ના અને આસંધ આ દરેક બબે તોલા અને પાણી ૩૨ તોલા રીતસર કવાથ કરી દીવસમાં ત્રણ વખત પીવું.

ના. ૨— યોગરાજગુગળ—ચિત્રકમુળ, પીપર. અજમોદ, કાળીજીરી, જીરૂ, દેવદાર, ચવક, એલચી, સિંધવ, રાસ્ના, કુલિંજન, ગોખરૂ, ધાણા. ત્રિફળા, મોથ, મરી, સુંઠ, તજ, જવખાર, તાલીસ

પત્ર. તમાલપત્ર એ બધી દવાનો એકેક ભાગ લઇ આ બધાના વજન બરાબર ગુગળ લેવો અને ઘીમાં મીલાવવું **માત્રા**—તોલો ¼,

**ના. ૩**—રાસ્ના, સુંઠ, દેવદાર, એરંડાનુ મૂળ, અને ગળોસત્વ આ બધાના બરાબર ગુગળ લઈ મેળવી, ઘી અથવા મધની સાથે નાના બોર જેવડી ગોળી વાળવી **માત્રા**—ગોલી ૨ ઘીમાં આપવી,

**ના. ૪**—લોહભસ્મ ૧ રતીથી ૧ વાલ સુધી મધમાં આપવી ઉપર ઘી તથા દુધનું જોર રાખવું.

**ના. ૫**—ઝેરકોચલા ૨ તોલા, કડુ ૧ તોલો, અતિવિષની કળી, તથા વાવડીંગ **૧** તોલો. કલંભો ¼ તોલો, કાંકચીયા ¼ તોલો અજમો ¼ તોલો, કાળીજીરી ¼ તોલો, મરી ¼ તોલો, જાયંત્રી ¼ તોલો આ બધી દવાનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું **માત્રા**—વાલ ૨ થી ૪

**ના. ૬**—માલકાંકણીનું તેલ તથા કપુરનું તેલ લગાડવા સારૂ વપરાય છે. રહી ગએલા અવયવને કસરત મળતી નથી માટે ચાંપવાનું જારી રાખવું.

# પરમીયો (પ્રમેહ.)

**લક્ષણ**—પરમાના દરદના ત્રણ વિભાગ કરેલા છે. સ્ત્રી સંભોગ કર્યા પછી મુખ્ય કરીને બીજાથી તે સાતમા દિવસ સુધીમાં જણાઈ આવે છે. પણ કોઇને એ કરતાં પણ વધારે દિવસે દેખાવ દે છે.

**પહેલી સ્થિતિ**—ઇંદ્રીના ફુલના મોઢા આગળ સેજ વળવળાટ અને બેચેની થતી હોય એમ જણાય છે. ઇંદ્રીનું મોઢું રતાસવાળું અને તેને દાબવાથી ચીકણી ગુંદરના પાણી જેવી થોડી રસી નીકળતી રહે છે. આ રસી સુકાવાથી ઇંદ્રીના મોઢાની બે બાજુ ચોટી રહે છે

**બીજી સ્થિતિ**—ઉપરના ચિન્હ દેખાયા પછી ત્રીજે કે ચોથે દિવસે આ બીજી સ્થિતિ શરૂ થાય છે. આ વખતે પેશાબ ઝીણી ધારમાં થોડા થોડા ઘણી વખત ઉતરે છે અને ઉતરતાં ઘણી આગ બળે છે. અગર ત્રણખો થાય છે, તેની સાથે શરીરમાં તાવ પણ આવી જાય. છે. ઇંદ્રી ભરેલી તથા કઠણ દોરડા જેવી થઈ જાય છે અને કોઇવાર ઇંદ્રીમાંથી લોહી નીકળે છે. કેટલીકવાર આ દર-

કમાં રાત્રે ઇંદ્રી જાગૃત થાય છે. ત્યારે વાંકી થઈ રહે છે અને તેથી બેસુમાર પીડા થાય છે. કોઈ વખત વૃષણુ સુઝી જાય છે. તેમજ ઇંદ્રીનું ફુલ પણુ સુજી આવે છે, કેટલાકમાં આ સોજો એટલે દરજે વધી જાય છે કે, ઇંદ્રીના ફુલ ઉપરની ચામડી ઉપર ચઢી જાય છે ને પાછી નીચે ઉતારી શકાતી નથી વળી કેટલાક માં એથી ઉલટુંજ થાય છે એટલે આ ચામડી ઇંદ્રીના ફુલપર સુજી આવી લોહી ભરાઈ આવી પોપચાં જેવી થઈ પડે છે અને ફુલ ઉપર લપસી શકતી નથી આ પ્રકારના સોજાને ઇંગ્રેજીમાં ( Phymosis ) કહે છે ઇંદ્રીના મોં આગળ ઘણો સોજો થએલ હોય છે.ને મુત્રમાર્ગ સાંકડો થઇ જાય છે ને રસી એટલી બધી વધેલી હોય છે કે ટપક્યા કરે છે. ને રસી જાડી ઘાડાપરૂ જેવીને પીળા રંગની હોય છે. આ સર્વ લક્ષણો ધીમે ધીમે પોતાનું જોર મુકી દઇ નરમ પડતાં જણાય છે.

**ત્રીજી સ્થિતિ**—બીજી સ્થિતિના ચીન્હ દશથી પંદર દિવસ રહી નરમ પડે છે. ને ત્રીજી સ્થિતી શરૂ થાય છે આમાં બળતરા થોડી હોય છે પરૂ પીળા રંગને બદલે સફેદ રંગનું આવે છે બીજા બે ત્રણ અઠવાડીયામાં પરૂ છેક બંધ થઇ પરમો મટી જશે અગર સફેદ પરનો થોડો ભાગ ઘણા માસ લગી નીકળ્યા કરે તો તેને જુનો પરમો સમજવો

જુનો પરમો મટવો ઘણો મુસ્કેલ થઇ પડે છે. કાંઇ ગરમ પદાર્થ ખાવામાં આવે કે પાછો તે જણાઇ આવે છે અને તેમાંથી મુત્ર ગાંઠ પેદા થાય છે અને દરદી તથા વૈદને કાયર કરી મુકે છે પરમાની સાથે કોઇવાર બદ થાય છે તેમ કોઈવાર સાંધા દુખે તેમજ વળી આંખો પણ દુખી આવે છે.

**કારણ**—પરમીયો સ્ત્રી ગમનમાંથી થાય તો ૧-સ્ત્રીને કોઇપણ પ્રકારની ધાત જતી હોય, અગર યોનીમાર્ગમાં અથવા કમળનો કાંઇ વ્યાધી હોય તેની સાથે સંભોગ કરવાથી ૨-રજસ્વાળામાંમૈથુન કરવાથી ૩-ગુણકાઓ કે જ્યાં ઘણા લોકોનો પરીચય હોય છે તેની સાથે સંભોગ કરવાથી વીશેષ થાય છે.

**ઉપાય**—જ્યારે પરમો શરૂ થાય ત્યારે ઘણો સોજો ને વેદના

થતી હોયતોગરમ પાણીનો શેકકરવો. ઇંદ્રીને ગરમ પાણીમાં બોળેલા કપડાથી વીંટી લેવી, અગર દરદીને કમર સુધી સહન થાય તેવા ગરમ પાણીમાં દશથી વીશ મીનીટ સુધી બેસાડવો.

પેશાબ તથા દસ્ત ઉતરે તેવી દવા આપવી પેશાબ ઉતરવા સારૂ પાણી ઘણું પીવું એક ભાગ દુધ અને એક પાણી મીશ્ર કરી તે પીધા કરવું. સોડાવોટર, ગોખરૂ, બહુફળી, બેદાણા, તકમરીયા અને ઇસબગુળ અગર જેઠીમધને પાણીમાં પલાળી તેનું પાણી પીવાથી પેશાબની વેદના કમી થશે.

**ના. ૧**—સાટોડીનું મુળ ખાંડમાં ખાવું **માત્રા**—તોલો ૦। થી ૦॥,

**ના ૨**—વાંસકપૂર, સાકર એલચી, સુરોખાર, સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું **માત્રા**-તોલો ૦॥

**ના. ૩**—વાંસકપુર, સાકર, ચણીકબાબા, ત્રીફળા, બહુફળી, સુરોખાર અને એલચી આ દરેક બબેભાર લેવા અને ખુરાસાની અજમો તોલો ૦॥ લઈ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું

**માત્રા**—તોલો ૦॥

**ના. ૪**—ગોખરૂ, સુવા, આમળા, અને સુંઠ આ દરેક તોલા ૫ અને સાકર તોલા ૧૦ લઇ વસ્ત્રગાળ ચૂર્ણ કરવું **માત્રા**—તોલો ૧ થી ૨ ભાર

**ના. ૫**—બાવળની પાલી તોલા ૨॥ બંગભસ્મ વાલ ૨ બે ખાંડ તોલા ૬, મેળવી રાખવું **માત્રા** તોલો ૦॥ થી ૧॰ભારસુધી

**ના. ૬**—ચંદ્રપ્રભા વાલ બે આપવાથી ફાયદો થાય છે.

**ના. ૭**—શેમળાની છાલ તથા સાકર સરખે ભાગે લઇ મીશ્ર કરવું **માત્રા**-તોલો ૦॥

**ના. ૮**—બહુફળી ૩ દ્રામ અને સોડા ગ્રેન ૩૦ પડીકા ત્રણ કરવાને સવાર, બપોરને સાંજે એમ ત્રણ વખત લેવા.

**ના. ૯**—ગોખરૂ, સેસગુંદર અને સોડા એ દરેક અરધો અરધો તોલો લઇ પાણી શેર ૧ એકમાં પલાળી બે ત્રણ વખત થઇને પીઈ જવું.

**ના. ૧૦**—પાખાણ ભેદ, ધાણા, ધમાસો, ગોખરૂ અને

ગરમાળાનોગર એ દરેકનો અરધો અરધો તોલો લઇ શેર ૧ પાણીમાં પલાળી દીવસમાં ત્રણ ચાર વખતમાં થઇને પીઇ જવું.

ના. ૧૧—ચોખાનું ધોવણ—૧ શેર, ગીકળા ૧ તોલો.
લાખ —૧ તોલો, કેસુડાના ફુલ ૧ તોલો.

ઉપરની દવાને ધોવણમાં પલાળી રાખી ગળી લઇ ત્રણ વખત થઇ પીઇ જવું. ઉપરની દેશી દવાઓ જે યોગ્ય લાગે તથા માફક આવે તે થોડા દિવસ આપી જોવી. તેની સાથે સદો ખોરાક આગળો દારૂ, મરચાં, મસાલો કાંઇ ખાવું નહીં. દુધ ખાવાને કાંઇજ અડચણ નથી. કેટલાકને એવો વહેમ હોય છે કે દુધથી રસી થાય છે. પણ તે વહેમ તદન ખોટો છે. પરમાના સખત ચિન્હ હલકાં પડે ત્યારપછી નીચેની દવા અને પીચકારી વાપરવા. પરમો હલકો પડે ત્યારેજ પીચકારી વાપરવી.

ના. ૧૨—ચણીકબાવાની ભુકી ¼ થી ½ તોલો અને સુખડનું તેલ ટીપા ૩૦ મીલાવી દીવસમાં ત્રણ વખત મધમાં ખાવું. એકલું સુખડનું તેલ અથવા ચણીકબાવાનું તેલ પણ વપરાય છે.

ના. ૧૩—સુખડનું તેલ...૪૦ મીનીમ સોનાગેરૂ ½ તોલો, ચણીકબાવાની ભુકી...½, તોલો ગોખરૂ ½ તોલો,

ઉપરની દવાના બે ભાગ કરી સવાર સાંજ મધમાં આપવા.

ના. ૧૪—ચોખું મોરથુથુ ૧ થી ૩ ગ્રેન પાણી ૨ ઔંસ મીલાવી પીચકારી ઇંદ્રીમાં મારવી, પીચકારી કાચની હોવી જોઇએ.તે દવાથી ભરીતેનું મોઢું ઇંદ્રીમાં ઘાલી તેને એકહાથ વતી દબાવી, બીજાહાથથી પીચકારી દાબવી. પીચકારી ખાલી થાય એટલે કાઢી લઇ ઇંદ્રીનું મોઢું થોડીવાર દાબી રાખવું પછી દવાને નીકળી જવાદેવી.

ના. ૧૫— જસતનાફુલ ૧ થી ૪ ગ્રેન પાણી ઔંસ એક.

ના. ૧૬— સ્યુગર લેડ ૧ થી ૪ ગ્રેન પાણી ઔંસ એક.

ના. ૧૭— ફટકડી ૧ થી ૪ ગ્રેન પાણીઔંસ એક.

ના. ૧૮—પોટાસપરમેંગનન ગ્રેન ૩૬ પાણી ઔંસ એક.

ના. ૧૯—હાઇડ્રેસ્ટીન ગ્રેન ૧૦ } પાણી ઔંસ ૪
લેપટેનટીન ગ્રેન ૪ } મેળવી પીચકારી મારવી

જુદી જુદી દવા અજમાવી જોવી.

ના. ૨૦—કપુર વાલ ૧. અફીણ ૧ ઘઉંભાર, તેની ગોળી એ કરવી ને સવાર સાંજ એકેકી લેવી. પરમાની અંદર ઘણી બળતરા થાય છે, અને ઇંદ્રિ જાગૃત થઇ અતિશય પીડા થાય છે ત્યારે જ આ ગોળીઓ આપવી.

ના. ૨૧-ઉથમીજીરૂ તથા સાકર સરખે ભાગે લઇ ઘીમાં તોલો૦ાા ખાવું.

# પાઠું

ચિન્હ—પહેલાં ચામડી ઉપર એક નાની ફોલી થાયછે, પછી તેની આસપાસ વરમ થઇ પાઠું થાય છે અને તે ઘણું કરી વાંસામાં થાય છે. અને વરમ આસપાસના ભાગમાં ફેલાય છે. પાઠું જલદી પાકતું નથી. તેમ ફુટતું નથી તેના ઉપર આસ્તે આસ્તે કેટલાંક નાના ગોઠા થાયછે ને તેમાંથી પાતળી રસી નીકળે છે. છેવટ ચામડી નો ભાગ સડીને છુટો પડી જાય છે. ત્યારપછી તે ઠેકાણે મોટો ખાડો પડી રહે છે અને તે કેટલેક મહીને રૂઝાય છે.

પાઠાને લીધે બેહદ પીડા થાય છે ને તાવ ઘણા જોરથી આવેછે, તથા અશક્તિ ઘણીજ વધી પડે છે પાઠાનું દરદ ઘણુંજ ભયંકર છે. તેમાંથી ઘણાકને મૃત્યુ થાય છે.

ઉપાય—પ્રથમ એક જુલાબ આપવો. પછી સારો ખોરાક તથા શકતીવાળી દવાઓ આપવી, પાઠાનેપાકવા સારૂ તથારસીનીકળવા સારૂ અળસીની પોટીસ વારંવાર બાંધવી ને ઘણા દિવસ સુધી બાંધવી. સડેલો માંસ જુદો પડયા પછી રૂઝવવાની દવા આપવી.

ના. ૧—આયોડોફોર્મનો મલમ લગાડવો.

ના. ૨—લીંબડાના કુંપળા તોલા ૫, રાળ તોલા ૫.

રસકપૂર ... વાલ ૪, બોદાર તોલા ૫.

માથાના વાળની રાખ તોલો ½ રેશમી કપડાની રાખ તોલો ½, કોડી ૧ની રાખ, મોરથુથુ વાલ ૨ અને ઘીતોલા ૧૦ બધી દવા મીલાવી તેની પટી મૂકવી.

# પાંડુરોગ

લક્ષણ—પાંડુરોગ સહેલાઇથી ઓળખાઇ શકાય છે તેનું શરીર

ધોળુ ફીકું અને શરીર ઉપરથી લોહી ઉડી ગયું હોય એમ લાગેછે આંખ, મોઢું, જીભ ને હોઠ લોહી વિનાના દેખાય છે નખમાં પણ રતાશ હોતી નથી. શરીરે નુબળાઇને કમજોરી માલમ પડેછે જરાપણ શ્રમ લેવાની ઇચ્છા થતી નથી શરીરને જાણે ટાઢ લાગતી હોય એમ જણાય છે, થોડી મહેનત લેવાથી, ચાલવાથી અગર સીડી ચડવાથી શ્વાસ ચડેછે અને છાતીમાં ધબકારો ઉપડેછે. કોઇવાર મૂર્છા આવેછે. કાનમાં ઘોંઘાટ થાયછે. ફેર આવે છે, માથું વારવાર દુખેછે, માથા તથા ગળાની નાડીયો ધબકેછે, સ્વભાવ ચીડીયો અને ઉદાસી રહેછે, ભૂખ લાગતી નથી, અનાજ ઉપર અરૂચી હોય છે. વારંવાર ઉલટી થાય છે, ખોરાક પચતો નથી, પેટમાં દબદબો થાયછે. ઝાડો કબજ રહે અગર છેવટ જુલાબ ઉતરેછે, પેટમાંથી અગર ઝાડામાંથી લોહી પડે છે, નસકોરી ફુટે છે, આર્તવ અનિયમિત અગર બંધ રહેછે, સ્ત્રીને ઘણી વાર પ્રદર હોય છે, હાથ, પગ અને ચહેરા ઉપર ધેથર હોય છે અને કેટલીક વાર આખા શરીર ઉપર સોજા અને જલંદર જણાય છે, બેસવા અને ચાલવાથી સોજા વિસેષ આવે છે. અને સવારમાં સુઇ, ઉઠયા પછી સોજા કમી હોય છે.

કારણ—ઘણું લોહી જવાથી પાંડુરોગ જણાય છે, બહુ આર્તવ, દુઝતા હરસ, કે સંગ્રહણીથી આ મરજ થાય છે, ક્ષય, અર્બુદ મૂત્રપિંડના વ્યાધી, તાઢીયા તાવ તથા માલેરીયાની અસરથી તેમજ અતિસ્ત્રીસંગ. અને લાંબો વખત જવર આવવાથી પાંડુરોગ થાયછે, રકતાશયના દરદમાં પાંડુરોગ જેવોજ દેખાવ દેછે, બરોળ વધવાથી પાંડુરોગના લક્ષણ જણાયછે કાંઇપણ કારણ સિવાઇ પાંડુરોગના ચિન્હ જણાય છે.

ઉપાય—સારો ખોરાક, હવા, પાણી અને મોકળી જગામાં રહેવાની તથા ગરમ કપડાં પહેરાવવાની જરૂર છે, દુધ વીગેરે પોષ્ટીક ખોરાક વખતસર લેવો.

ના. ૧—લોહ ભસ્મ વાલ ૨–કોયલા વાલ ૧ ·

પડી ત્રણ કરવી, સવાર, બપોરને સાંજ મધમાં લેવી

ના. ૨–લોહ ભસ્મ, છીપ ભસ્મ, ગળોસત્વ સરખે ભાગે લઇ એક વાલ દિવસમાં ત્રણ વખત મધમાં લેવું.

**ના. ૩**—નક્સવેલનો અર્ક ૪૫મીનીમ, ટીંચર ડીજીટલીસ ટીપાં ૧૦ લાઇકર સ્ટ્રીકનીયા ૧૫ મીનીમ, કલંબાનું પાણી ઔંસ ૩ દીવસમાં ત્રણ વખત પીવું.

**ના. ૪—ધાત્રીલોહ**—આંબળા ૪ તોલાં, લોહ ભસ્મ બે તોલા અને જેઠીમધનું ચૂર્ણ ૧ તોલો એ બધાંને બરાબર મેળવી ગળોના રસની સાત ભાવના આપવી **માત્રા**—વાલ બે થી ૪ મધમાં દેવું.

**ના ૫—પથ્યાદિગુડ**—હરડે ૧૨૮ તોલા, આંબળાં ૬૪ તોલા કુષ્ટ ૪૦ તોલા, ઇંદ્રામણા ૨૦ તોલા અને વાવડીંગ, લોદર પીપર, સિંધાલુણ, મરી અને આલુના ફુલ એ દરેક આઠ આઠ તોલા એ બધાં અધકચરાં કરી ૨૦૪૮ તોલા પાણીમાં ઉકાળતા ચોથો ભાગ પાણી રહે ત્યારે ઉતારી લેવું તેમાં ૮૦૦તોલા ગોળ અને ૨૦ તોલા ધાવડીના ફુલ નાંખવા. આ તૈયાર થાય તે પથ્યાદિ ગુડ, **માત્રા** ૧ તોલો.

**ના. ૬—વર્ધમાનપીપલી**—ત્રણ લીંડીપીપર લઇ તેને દુધમાં કઢી દુધ અને લીંડીપીપર બંને પીઇ જવા પહેલે દિવસે ત્રણ બીજે દિવસે છ એમ દરરોજ ત્રણ ત્રણ વધારવી. દશમે દિવસે ત્રીશ થશે ત્યારપછી દરરોજ ત્રણ ત્રણ ઘટાડવી એમ કરવાથી વીશ દિવસની અંદર પાછું ઉતરાશે, કેટલાકો ત્રણને બદલે એકેકી વધારેછે ને તે ૨૧ દિવસ સુધી ચડી ઉતરે છે, આ પ્રયોગને વર્ધમાન પીપલી કહે છે.

# પ્રદર ( સ્ત્રીનેધાત જવી. )

સ્ત્રીની યોનીમાંથી એક જાતનો ધોળો પ્રવાહી નીકળે છે તેને પ્રદર કહેછે, નબળા બાંધાની સ્ત્રીયોને તેમજ ગર્ભાશયના જુના પરમને લઇને અથવા કમળીના વ્યાધીને લીધે આવો ધોળો પ્રવાહી જાયછે. યોની પ્રદર (એસીડ) સફેદ દહીં જેવી હોયછે, અને ગર્ભાસયનું પ્રદર પ્રવાહી તદન સ્વચ્છ ચીકણું હોય છે. સ્ત્રી પુખ્ત ઉમરે પહોંચે ત્યારે તેને પ્રદરનો રોગ જણાયછે. કેટલીક વખતે નાની છોકરીઓ ને કૃમીને લઇને, દાંત આવવાથી તથા કેટલાક જ્વરથી ધાત જાયછે. તેથી સ્ત્રીની કમર દુખેછે, માથું ચસકેછે અને તે બેચેન રહેછે વળી

ખસુસ કરીને જે સ્ત્રી બહુ નબળી અને પાંડુ રોગ વાળીમાં રતુને બદલે આવો ધોળો પ્રવાહી જાયછે. તેમજ ગર્ભણી સ્ત્રીને પણ આવો પ્રવાહી જાયછે. કસુવાવડ પણ દીર્ઘકાળી પ્રદરનું મોટું કારણ છે. અત્યંત મૈથુન કરવાથી, સરદીથી, ગરમીના રોગથી પ્રદર થઈ આવેછે. પાંડુ રોગ અને નષ્ટાર્તવ પણ પ્રદર રોગનું પ્રભુત કારણછે. ખરાબ ખોરાક, સરીરની અંદરનો કોઇપણ જીર્ણ રોગ તથા બદ હજમી કે જેથી સરીર ક્ષીણ થવા સંભવછે તેથી પ્રદર વિસેષ જણાઈ આવે છે. અત્યંત વિષય લાલસા તૃસ કરવાવાળી સ્ત્રીને પ્રદર બહુ પીડેછે.

ઉપાય—મૈથુનનો પ્રતિબંધ કરવો. ઠંડા ખારા પાણીમાં બેસવું. યોની ટાઢા પાણીથી ધોવી. યોનીમાં ઔષધની પીચકારી મારવી દીવસમાં એકથી બેવાર ઓછામાં ઓછી સવાશેર પાણીની પીચકારી મારવી. સ્ત્રીયોની પીચકારી પાંચ કાણા વાળી જૂદીજ આવેછે.

**ના. ૧**—જસતના ફુલ વાલ ૫થી ૧૦ પાણી સવાશેર મીશ્ર કરી યોનીમાં પીચકારી મારવી.

**ના. ૨**—ફુલાવેલ ફટકડી વાલ ૫ પાણી સવાશેર મીશ્ર કરી પીચકારી મારવી.

**ના. ૩**—જાંબુની છાલ રૂ. ૧ ભાર લઇ પાણીમાં ઉકાળી તેની પીચકારી મારવી.

**ના. ૪**—કાંટાળુ માયું તોલો ૦ા પાણી સવાશેરમાં મીલાવી પીચકારી મારવી.

**ના.૫**—લેડકર પ્લમ્બાસબ એસેટેટીસ ૪થી ૬ ડ્રામ } પીચકારી
પાણી........................૧ા શેર } મારવી.

પ્રદર મટયા પછી પણ થોડા દિવસ ઠંડા પાણીની પીચકારી જારી રાખવી. પીચકારીની સાથે ખાવાની દવા પણ જારી રાખવી.

**ના. ૬**—સુગંધી વાળો, તોલો ૧, સુખડ તોલો ૧, ખેરી ગુંદ તોલો ૧, અને સાકર તોલા ૪ વસ્ત્રગાલ ચૂર્ણ કરવું

**માત્રા**—તોલો ૦ાથી ૧.

**ના. ૭**—ગોપીચંદન તોલો ૦ા ફુલાવેલ ફટકડી તોલો ૦ા, સોનાગેરૂ તોલો ૦ા, સાકર તોલો ૧ વસ્ત્ર ગાળ ચૂર્ણ કરવું **માત્રા**—તોલો ૦ા.

**ના. ૮**—ધાવડીના ફુલ, તોલા ૪, વરીયાળી તોલો ૧, મોચરસ

તોલો ૧, વસ્ત્રગાળ ચુર્ણ કરવું માત્રા તોલો ૦ા.

**ના ૯**—ત્રીફળા તોલા ૨, ધાવડીના ફુલ તોલો ૦ા, કરીયાતું તોલા ૧૦, નાગકેસર તોલો ૧, વસ્ત્રગાળ ચુર્ણ કરવું.

**માત્રા**—તોલો ૦ાથી ૧ સુધી આપવું.

**ના. ૧૦**—પ્રદરારીલોહ— કડાછાલ ચારસો તોલા લઈ તેની અંદર ૪૦૯૬ તોલા પાણી નાંખી ઉકાળતાં ચોથો ભાગ રહે ત્યારે તે પાણી ગળી લેવું અને ફરી તાપ પર મૂકી ઘાટું કરવું પછી તેમાં નીચે પ્રમાણે ચીજો નાંખવી—મોચરસ, મજીઠ, કાળીપાટ, મોથ, અતિવિષ, બીલા, અભ્રક ભસ્મ અને લોહ ભસ્મ એ દરેક આઠ તોલા. આ તૈયાર થાતે પ્રદરારિ લોહ

**માત્રા**—તોલો ૦ાથી ૦ા.

# બરોળની વૃધિ (પ્લીહોદર)

**લક્ષણ**—બરોળની અંદર લોહીનો જમાવ થાયછે. જ્વરની અંદર બહુધા બરોળની વૃધી થાયછે અનેતે કોઈ વખતે આખા પેટમાં છવરાઇ રહેછે અને ભાર રૂપ જણાંયછે. બડેલ બહુ વધવાથી આસપાસના મર્મસ્થાન ઉપર દબાણ થાયછે, તેથી દરદી ઝાઝું ખાઈ સકતો નથી. વખતો વખત કામ કરતાં તે હાંફી રહેછે. ને તે બહુ મહેનત કરી સકતો નથી અને તેનું સરીર નબળું અને ફીકરેલ જેવું જણાયછે. પાંડુ રોગ થાયછે. નાકમાંથી લોહી નીકળે છે ભુખ લાગતી નથી, ઝાડો કબજ રહેછે, અને ઉલટી થાયછે.

**ઉપાય-ના. ૧ અર્કાદિકવાથ**—
ગજપીપર, સૂઠ, મરી અને સિંધાલુણ એ ચારે ચીજો સમભાગે લઇ તેના સમગ્ર વજનથી વીસમો ભાગ આકડાની છાલ નાંખી રીતસર કવાથ કરી આપવો **માત્રા**—તોલા ૪

**ના. ૨**—કુંવારનો ગર લઇ તેની અંદર સંચળ તથા સૂંઠ નાંખી દરરોજ તોલા બે ખાવાથી બરોળને ફાયદો થાય છે.

**ના. ૩**—મંડુર વટી બેથી ૪ વાલ આપવી.

**ના. ૪**—લોહાસવ તોલા ૪ આપવું.

**ના. ૫**—સાટોડીના મૂળ, લીંબડાની છાલ, કડુ, સૂંઠ, ગળો, દેવદાર, હરડાં અને પટોળ એ દરેક પા પા તોલો લઇ ૩૨ ભાર પાણી

માં નાખી ઉકાળવું. ચોથો ભાગ રહે ઉતારી દીવસમા ત્રણ વ-
ખત પીવુ

ના. ૬—હીરાકસી વાલ ૧, કલંબાની ભુકી વાલ ૫
સૂંઠની ભુકી વાલ ૫ કાળા દાણાની ભુકી પાવલાભાર
પેપરમીંટનું પાણી રૂપીયા આઠ ભાર– સરવે દવા મીલાવી દીવસમાં
ત્રણ વખત આપવું,

# ફેફસાંનો વરમ (ત્રિદોષ)

તાવ, ઉધરસ ને શુળ, ફેફસાંના વરમને આપ ણામાં ત્રીદોષ કહે છે, એટલે, વાત, પિત અને કફ એ ત્રણેનો દોષ થાય છે, આ દરદમાં શરૂઆતમાં સળેખમ થાયછે પ-છી એક બે દિવસ રહી ઘણા જોરથી ટાઢ વાઇને તાવ આવે છે, તથા છાતીમાં કોઇ ઠેકાણે દુખેછે, ને તેની સાથે થોડી ઘણી ખાંસી હોય છે. ને કફ પડે છે, શ્વાસ ઉતાવળો ચાલે છે, નાડી ઘણી જ-લદ ચાલે છે, માથું દુખે છે, અરૂચી થઇ આવે છે, પેશાબ થોડા તથા લાલ રંગનો ઉતરે છે, ઝાડો બરાબર ઉતરતો નથી, દરદી ઘણો નાકોવત થઈ જાય છે. કેટલીક વાર ભ્રમ થઇ દરદી બકેછે, અથવા બે ભાન થઇ દરદી પડયો રહે છે, ને કોઇ વાર તાંત બોલેછે.

આ તાવ અંગમાં એક સરખો રહે છે, દરદનું જોર કમી પડે ત્યાં સુધી ઉતરતો નથી તાવ ઘણો સખત હોય છે, પ્રથમના પાંચ, સાત દિવસમાં ગરમી ૧૦૪ થી ૧૦૫ અંશ સુધી વધી જાય છે, શરૂઆતમાં પરસેવો આવતો નથી, પણ દરદ ઓછું થવા આવે ત્યારે કેટલીક વાર પરસેવો આવે છે, અથવા દરદનું લંબાણ થાય તથા દરદી બેભાન થઈ પડી રહે ત્યારે ઘામ નીકળયા કરે છે, તો પણ તાવ ઉતરતો નથી.

જેમ જેમ દરદનું જોર વધતું જાય છે તેમ જીભ સુકી પડવા માંડે છે અને મોઢામાં અમી રહેતી નથી, ને કેટલીક વાર જીભ ફા-ટેછે તેના ઉપર કાંટા આવે છે, અગર જીભ ઉપર અને હોઠ ઉપર કાળા છાલા ઉપડે છે, ભૂખ બીલકુલ હોતી નથી, તેથી ખોરાક પરાણે આપવાની ફરજ પડે છે,

ખાંસી કોઇને ઘણી ને કોઇને થોડી હોય છે, કફ પ્રથમ થોડો

પડે છે પણ તે ઘણો ચીકણો ને ફીણ વાળો હોય છે, તેમાં કીંચીત લોહીનો અંસ હોય છે તેથી લોઢાના કાટના રંગ જેવો દેખાવ દેછે પાછળથી કફ વધારે પડે છે, અને તે પાકીને પીળા રંગનો હોય છે, જે બાજુમાં વરમ થયો હોય તે બાજુ થોડું અગર ઘણુંજ દરદ થાય છે તે દાબવાથી વધે છે તેને લીધે દરદી સુઈ સકતો નથી

પ્રથમથીજ માથું દુખે છે; તાવ પહેલાં આઠ દિવસ ઘણો સખત આવેછે, અને પાછો નરમ પડેછે પણ દરદી ઘણોજ નાકોવત બની જાય છે તેને બિછાનાની અંદર બેસવાને પણ મદદ જોઇએ છીએ, તાવમાં દરદી બકેછે, તેની જોવાની, સાંભળવાની તથા સમજવાની ઇંદ્રીયો મંદ પડી જાય છે, ત્યાર પછી દરદી બચવાનો હોય તો સર્વ લક્ષણ થોડે થોડે મારાં થતાં જાય છે ભાન આવતું જાય છે તાવ ઉતરી જાય છે, અને તે સાથે પરસેવો વળે છે, અથવા બે ચાર જુલાબ ઉતરે છે અગર ઘણો પેસાબ છુટી પડે છે, જો દરદનું જોર વધારે હોયતો તાવ ઉતરતો નથી દરદીની શકતી હઠતી જાય છે, ને વધારે બેભાન થાય છે, આદમીને ઓળખી શકતો નથી, ઘણો પરસેવો વળે છે, કોઇ વાર નાડી ક્ષીણ થાય છે, દરદી છેક ગાફલ થાય છે તેના ગળાની ઘાંટી મોટા અવાજથી બોલે છે ને છેવટ મૃત્યુ થાય છે. આવી જોખમ વાળી ને નિરાશ અવસ્થામાંથી પણ કોઈ કોઇ સારા થાય છે, માટે શરીરમાં પ્રાણ હોય ત્યાં સુધી કદી પણ આશા છોડવી નહી.

જો આ દરદનું જોર સાધારણ હોય તો રોગી દશ બાર દિવસ પછી સારો થવા માંડે છે. જો વધારે જોર હોય તો ચૌદથી એકવીશ દિવસ પછી સારો થાય છે. અને કોઇવાર મહીનો અગર છ અઠવાડીયા સારો થવાને લાગે છે, દરદી મરવાનો હોય તો ઘણું કરી ૫ દરથી વીશ દિવસની વચમાં મરેછે,

**ઉપાય**—દસ્તસાફ આવતો ન હોયતો હલકો જુલાબ આપવો છાતી ઉપર અળશીની પોટીશ દર ચાર ચાર કલાકે મારવી. રાઇનીપટી અરધો કલાક રાખવી. અથવા ટરપીટન લગાડી સવાર સાંજ ગરમ પાણીનો શેક કરવો, દરદી અંગમાં મજબુત હોય તો દાહની જગ્યાએ અર્ધાથી એક ડઝન જળોમુકવી અથવા બ્લીસ્ટર મારવું,

આ રોગમાં શક્તી જલદી જતી રહે છે, માટે ખોરાકથી તેમજ દવાથી તાકાદ રહે એવો ઈલાજ કરવો ખોરાક હલકો પણ સારો આપવો. દુધ આપવા જરા પણ આંચકો ખાવો નહી દરદીને રાત દિવસ પીઠ ઉપર પડી રહેવા દેવો નહીં બાજુ તથા તથા પેટ ઊપર સુવે તો ઠીક.

ના. ૧—દેવદાર, વજ, કરીયાતુ, સુંઠ પીપર, કાયફળ, મોથ, કડુ, ધાણા, હીંમેજ, ગજપીપર, ગોખરૂ, કવચાં, ધમાસો; ભો-રીંગણી, અતિવિખનીકળી, ગળો, કાકડાશીંગી અને શાહજીરૂ એ ચીજો દરેક સરખે ભાગે લેવી. તેમાંથી રૂપીયા બે ભારના એક પડીકાને રૂપીયા ૩૨ ભાર પાણીમાં નાંખી ઉકાળવું ચોથો ભાગ રહે ત્યારે ઉ-તારી લઈ તેમાંથી દીવસમાં ત્રણ વખત પાવું.

ના. ૨—આકડાનું મુળ, ધમાસો કરીયાતું, દેવદાર, રાસ્ના, નગો ડનાપાન, વજ, અરણી મુળ, સરગવાનીછાલ, પીપર, પીપરીમૂળ, ચવ-ક, ચીત્રક, સૂંઠ, અતિવિષ અને ભાંગરો સરખેભાગે લઈ તેમાંથી ચા-રૂપીયાભારનું એક પડીકું દોઢસેર પાણીમાં ઉકાળવું ½ પાણી બાકી રહે એટલે સવાર સાંજ પીવું.

ના. ૩—દ્રાખ, દેવદાર, કડુ, નાગરમોથ, આમળાં, ગળો, હરડે, ગરમાળો, કરીયાતુ ને પીતપાપરો એ દરેક અરધો અરધો તોલો લઈ દોઢશેર પાણીમાં ઉકાળી ½ ભાગ બાકી રહે ત્યારે ઉતારી સવાર, સાંજ પાવું.

ના. ૪—સૂંઠ, કરીયાતું, ધાણા, ઈંદરજવ, કડુ, દેવદાર, ગજપીપર. દ-મુળ અને નાગરમોથ એદરેકરૂ પા પા તોલો લઈ ઉપર કીધા પ્રમાણે ક્વાથ કરી સવાર, સાંજ પાવું.

ના. ૫—સાલવણ, ઉપલેટ, દ્રાખ, ત્રાયમાણ અને ગળો એદરેક અરધો અરધો તોલો લઈ તેમાં પોણોસેર પાણી નાંખી ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી સવાર, સાંજ પાવું.

આ દરદ હાલમાં ઇંગ્રેજી વૈદોએ એક જાતના જંતુથી ઉત્પન્ન થાયછે એમ સીદ્ધ કર્યું છે ને તે જંતુનો નાસ કરવા સારૂ કેટલાક કવીનાઈન મોટી માત્રા (૧૫ ગ્રેન) સુધી આપવાભલામણ કરેછે તે સિવાય જંતુ નાસક, આયોડાઈન ટીંચર, કારબોલીક એસીડ અને ટરપેનટાઈન વીગેરે આપાયછે.

**ના. ૬**—ટીંચર ડીજીટેલીસ દસથી વીસ મીનીમ દીવસમાં ચાર પાંચ વખત આપવાથી તાવ કમી થાયછે.

**ના. ૭**—કવીનાઇન ગ્રેન ૧ થી ૫
સાઈટ્રીક એસીડ ગ્રેન ૧૦થી ૧૫
પાણી તોલા ૧.

**ના. ૮**—પોટાસ બાઇ કારબોનાસ ૧૦ થી ૧૫ ગ્રેન
આમોનીઆ કારબોનાસ ૩થી ૫ ગ્રેન
નારંગીનાં સરબત ડ્રામ ૧

ઉપરની બંને દવાને જુદી જુદી તૈયાર કરી આપતી વખતે બંને મેળવવી. ને દર ત્રણ ત્રણ કલાકે ચાર વખત આપવી.

**ના. ૯**—આમોનીઆ કારબોનાસ ગ્રેન ૨૦
ટીંચર ડીજીટેલીસ મીનીમ ૩૦
,, સીલા ડ્રામ ૧
,, કેમફરકો ડ્રામ૧½
કપુરનું પાણી આંઉસ ૪
સરવે દવા ભેગી કરી દીવસમાં ચાર વખત આપવી.

જ્યારે દરદીને આરામ થવા માંડે, તાવ ઓછો થાયને હુસીઆરી આવવા લાગેતો બધી દવાઓ બંધ કરી ફકત દ્રાક્ષાસવ દીવસમાં બે ત્રણ વખત જમવાની પહેલાં આપવો.

## બહુમૂત્રતા.

**નિદાન**—બહુ મૂત્રતા એટલે પેસાબ ઘણો ઉતરવો અગર પેસાબે ઘણી વખત જવું પડે તેને બહુ મૂત્રતા કહેછે. મૂત્રાસયના વરમને લઇને, બુઢા માણસોને, વખતો વખત પેસાબ કરવા જવો પડેછે. બચ્ચાંઓને અજીર્ણ ને લઇને, કૃમીથી, વખતો વખત પેસાબ નીકળી પડેછે. સ્ત્રીઓને હીસટીરીયાના રોગમાં, તથા ગર્ભણી સ્ત્રીને મૂત્રાસય ઉપર ગર્ભનું દબાણ થવાથી પેસાબ વારંવાર કરવો પડેછે.

**ઉપાય**—ગર્ભણી સ્ત્રીને જે પેસાબ થાયછે તે ગર્ભ બહાર આવ્યા પછી એની મેળેજ આરામ થાયછે, માટે તેના માટે ઉપાય કરવાની જરૂર રહેતી નથી.

**ના. ૧**—કાળા તલ તથા ખાંડ સરખે ભાગે લઇ ખાવા.

**ના. ૨**—લોહભસ્મવાલ ૧ દીવસમાં બે વખત મધમાં ચાટવું.

**ના. ૩**—સવા એક શેર. મેંદો શેર પોણો, ગુંદ શેર અરધ, ખાંડ શેર દોઢ, અને ઘી સેર પોણો તેના લાડવા દશ દશ ભારના વાળવા, દરરોજ એક લાડવો ખાવો.

**ના. ૪**—ગુવારના દાણાનો આટો શેર એક, તેમાં સાકર શેર અરધો ને ગાયનુ ઘી શેર એક, નાખી પાંચ પાંચ ભારના લાડવા વાળવા હમેશાં એક લાડવો ખાવો.

## બળવું અથવા દાઝવું.

શરીરને અગ્ની લાગવાથી અથવા બહુ ગરમ પાણી અને બીજા પ્રવાહી લાગવાથી ઈજા પહોંચે છે. દાઝવાનો આધાર અગ્નીના જોસ ઉપર હોય છે, થોડી ગરમી લાગી હોયતો ફકત ચામડી લાલ થાય છે, ને વધારે લાગી હોયતો ફોલા થાય છે. તેથી પણ વીશેષ લાગે તો ચામડીનું ભડથું થઇ જાય છે.

**ચિન્હ**—જો શરીરનો જુજ ભાગ દાઝે તો કાંઇજ અસર થતી નથી. પણ તેનો ઘણો ભાગ થોડો દાઝે તો તેથી ઘણી ખરાબ અસર થાય છે. જેમકે પગનો કાંઇ ભાગ બળીને ભડથું થાય તેને લીધે શરીર ઉપર જે અસર જણાય તે કરતાં પેટ અને છાતી ઉપરની ચામડી ઘણી થોડી બળે તો તેની વધારે અસર થાય છે. જેમ ચામડીનો વધારે ભાગ બળે તેમ માઠા પરીણામ થવાની વધારે વકી રહે છે દરદી ઘણો દાઝયો હોય તો પહેલે દિવસે તેના ધબકાનાં ચિન્હ જણાય છે. દરદી ધ્રુજે છે. ગભરાય છે, શરીર ઠંડુ પડેછે, અને તે કોઈ વાર બે શુદ્ધ થઇ મરણ પામે છે દરદીજીવેતો તો બીજાં દિવસથી તાવ આવે છે, દાઝેલો ભાગ પાકીને, બધોછુટો પડેછે.

સુમારે એક અઠવાડીયાની અંદર બળેલો ભાગ નીકળીજાય છે. એટલામાં ફેફસા તથા આંતરડાના વરમથી કેટલાકનું મરણ થાય છે. બીજા અઠવાડીયાથી પરૂ થઇ અંકુર આવી રૂઝાવાની શરૂઆત થાય છે. ઘણું પરૂ થવાથી દરદી અશકત થતો જાય છે, થોડો જવર રહે છે, તેની સાથે ફેફસાનો વરમ તથા સંગ્રહણી થઇ આવે છે, બળવામાંથી કેટલાકને ચમક થાય છે.

**ઉપાય**—તાવ આવે તો પ્રથમ હલકો જુલાબ આપવો. ને

શકતી રહેવા માટે સારો ખોરાક આપતા રહેવું. જરા દાઝેલ હોય તો ફક્ત તેલ લગાડવાથી આરામ થશે ફોડલા ઉઠે તો જરા સોયથી ફોડવા ઉપરની ચામડી કાઢવી નહીં. ફોડલા વાળા અથવા બળેલું થએલા ભાગ ઉપર ધઉં તથા ચોખાના લોટનો ઝીણો ભૂકો ભભરાવી દેવો અથવા રૂના પોલ મૂકી દેવા. તેના પોપટા બંધ ઇ રહેશે તે થોડા દિવસમાં નીકળ્યા પછી નીચેની દવા લગાડવી.

**ના. ૧**—ચુનાનું નીતારેલ પાણી તથા તલનું તાજુ તેલ સરખે ભાગે લઈ લગાડવાથી આરામ થાય છે. તલના તેલને બદલે અળશીનું તેલ તથા ટોપરાનું તેલ પણ ચાલશે. આ તેલમાં કપડું બોળીને બળેલા ભાગ ઉપર મૂકવું, અને તેના ઉપર જોઇએ ત્યારે રેડવું તેને વારંવાર ખસેડવું નહીં.

**ના. ૨**—રાળનો ભૂકો શેર અરધો, મીણ રૂપીયા દશ ભાર, સાદો મલમ સેર એક, બદામનું તેલ પાંચ ભાર, મીણ તથા મલમને ગરમ કરી હેઠે ઉતારી બાકીનું તેલ તથા રાળ મેળવવી. પછી તેની પટી કરી દાઝયા ઉપર મૂકવી.

**ના. ૩**—આમળાની રાખ તથા ત્રીફળાની રાખને ઘીમાં મેળવી દાઝયા ઉપર લગાડાય છે.

# મળાવરોધ (બંધકુષ્ટ)

**ચિન્હ**—ઝાડો ન ઉતરે તેને મળાવરોધ કહે છે, ઘણું કરી દરેક માણસને એક દિવસમાં એક ઝાડો થાય છે. કોઇને એકથી વધારે વખત ઝાડે જવું પડે છે, તથા કોઇને બે ત્રણ દિવસે એક વખત જવું પડે છે, પરંતુ જે ટેવ હોય છે, તે કરતાં મળ ઓછો ઉતરે અથવા ઉતરવામાં વધારે મુદત લાગે તો ઝાડો કબજ કહેવાય છે. ઝાડો કબજ હોય ત્યારે દરદીને બેચેની રહે છે, પેટમાં ભાર હોય એમ લાગે છે, પેટ જરા ચડેલું દેખાય છે, ભૂખ બરાબર લાગતી નથી, માથું દુખે છે, આળસ આવે છે. પગમાં તૂટ થાય છે, ને બચ્ચાંને વખતે આંચકી થઇ આવે છે.

**ઉપાય**—કોઈ ખુલા કારણને લીધે ઝાડો બંધ હોય તો જુલાબ આપી પેટ સાફ કરવું. એરંડીયુંતેલ, મીંઢીઆવળ, હીમેજ

ગરમાળાનોગોળ, નસોતર, કાળાદાણા, વીલાયતીમીઠું, ઈંદ્રવરણું ઇત્યાદી જુલાબ તરીકે વપરાય છે, નેપાળાનું તેલ એક જોરાવર જુલાબ છે. ને તેનું એક ટીપું આપ્યાથી ચાર પાંચ જુલાબ ઉતરે છે.

**ના. ૧**—કાળાદાણા ૫ તોલા, સિંધાલુણ ૯ તોલા, સુંઠ ૧ તોલો તેને ખાંડી બારીક ચુર્ણ કરવું. **માત્રા**—અરધાભાર.

**ના. ૨**—કડુ તોલો પા, ને સાકર તોલો પા, બારીક ચુર્ણ કરી જરા ઉના પાણીમાં ખાઇ જવું તેથી એક બે દસ્ત થશે,

**ના. ૩**—હીમેજ તોલા પ્રુ, ને સંચળ તોલો ૧ વાટી ચુર્ણ કરવું. **માત્રા—તોલો ½ થી ¾.**

જુલાબ લીધા પછી એક ટંક અથવા તે દિવસે હલકો ખોરાક ખાવો. કારણ કે ભારે તથા વાયુ કરનાર પદાર્થને જુલાબથી હલકાં થએલાં હોજરી તથા આંતરડા પાચન કરી શકતા નથી તેથી બીગાડ થાય છે.

**ના. ૪**—વીલાયતી મીઠું ૨ ૦ાા ભારથી ૧૧ સવાભાર. બીંઢીઆવલનો ઉકાલો તોલો ૫માં મેળવી દીવસમાં બેવખત આપવું.

જેને હમેશાં પેટ સાફ ન આવતું હોય તેને વારંવાર જુલાબ આપ્યા કરવો નહીં. બારંબાર જુલાબ આપ્યા કરવાથી જુલાબની ટેવ પડી જાય છે, તેથી ફાયદાને બદલે ઊલટો ગેરફાયદો થાય છે. આંતરડાં નબળા હોય તેને લીધે દસ્તનો હમેશ કબજ્જ રહેતો હોયનો.

**ના. ૫**—શુધ ઝેર કોચલાનું ચુર્ણ વાલ ૧ }
એલીયો................વાલ ૪ } આની ગોળી બાર કરવી.
કાયદાન................વાલ ૧૧ }

સવારે તથા સાંજે એકેકી **માત્રા ગોળી બે** ગળી જવી. પેટપર વીજળી ફેરવવાથી પણ ફાયદો છે. સવારે ઉઠતાંને રાતે સુતાં એકેક પ્યાલો ટાઢું પાણી પીવાથી પણ દસ્ત સાફ આવશે. પેટ સાફ કરવાનો સારામાં સારો ઇલાજ પૂંઠેથી પીચકારી મારવાનો છે. કાંઇ કરી પાળવાની જરૂર નથી. મોઢું કડવું કરવું પડતું નથી, તથા પેટને કાંઇપણ હરકત નહીં થતાં સાફ થઇ જાય છે. કઠણ મળ બંધાણો હોય ત્યારે આ ઉપાય અમૂલ્ય છે.

થોડાંક ગરમ પાણીમાં એરંડીયું મેળવી પીચકારી મારવાથી દરત ઝાડો સાફ થાય છે.

**ના. ૬**—ગુલાબના ફુલની તેડો કળીયું લઇ ચોખા ચડી રહેવા આવે ત્યારે એક બાજુ ઉપર નાખવી. તે બધા ચોખામાં વેણી નાંખવી નહીં, કારણ કે થોડા ભાગમાં પડી હોય તેટલા ચોખા જલદીથી ખવાઈ જાય છે., ને પછી બાકીના ચોખા ખાવાને હરકત રેહેતી નથી. આ જુલાબ હલકો તેમજ ટાઢો ગણાય છે.

**ના. ૭**—ત્રિફળા ( હરડાં, બેડાં ને આમળા ) નું **ચૂર્ણ તોલો ‌૦| થી ૦||** પાણીમાં આપવાથી દસ્ત સાફ આવે છે.

**ના. ૮**—નસોતર તોલા ૨, લીંડીપીપર તોલા ૨, સાકર તોલા ૮ એ ત્રણેનું બેગું ચુર્ણ કરવું. **માત્રા—તોલો ૦| થી ૦||.**

**ના. ૯**—નસોતર પાંચ ભાગ, સુંઠ એક ભાગ, સચળ નવ ભાગ, તેનું ચુર્ણ કરવું. **માત્રા—તોલો ૦| થી ૦||.**

તેનાથી ચારથી પાંચ ઝાડા થાય છે.

**ના. ૧૦**—હીરાકસી ∞ વાલ, સાબુ વાલ ૩, ઝેરકોચલાનો ભૂકો વાલ ૪, અને એળીયો વાલ ૨, એની ગોળી ૨૪ કરવી તેમાંથી એક અગર બે જમ્યા પછી લેવી.

**ના. ૧૧**—

| | | | |
|---|---|---|---|
| યુનીમીન | ગ્રેન | [illegible] | મીશ્ર કરી ગોળી બનાવવી રાતના સુતી વખતે ગળી જવી |
| લેપટાંડીન | ગ્રેન | [illegible] | |
| પોડોફીલીન | ગ્રેન | [illegible] | |
| એકસટ્રાક્ટ હાયોસાયેમાઇ | ગ્રેન | બે | |

# મુંઝારો ( કાળજાનોવરમ. )

**ચિન્હ**—સખત તાવ આવે છે. તેની સાથે જમણી બાજુએ શૂળ આવે છે. કાળજાના ભાગ ઉપર દાબવાથી દરદ માલમ પડે છે. ને તે તરફનો ભાગ ચડેલો દેખાય છે. સખત તાવની સાથે માથું અને કપાળ દુખે છે. તરસ લાગે છે, અને પેશાબ થોડો તથા લાલ રંગનો ઉતરે છે, આંખ કમળા જેવી થોડી ઘણી પીળી લાગે છે. નળ સખત થઇ રહે છે. સુકી ખાંસીને હેડકી આવે છે. તથા ઉલટી થાય છે. કલેજામાં દરદ થાય છે, ત્યારે હમેશાં જમણા ખભામાં દુખાવો થાય છે, કેટલીક વખત ડાબા ખભામાં દુખે છે. તાવ નરમ ગરમ પણ થાય છે.

**કારણ**—સનેપાત વીગેરે તાવમાં, ઘણી ગરમી અગર ઠંડીથી, પેટપર કાંઇ વાગવાથી તેમજ બીજા દરદ અને મરડાથી આ દરદ પેદા થાય છે.

**ઉપાય**—ઝાડો કબજ હોય તો પહેલાં એક બે દસ્ત ઉતરે તેટલા સારૂ મીંઢીઆવળનો ક્વાથ તોલા બેથી ત્રણ તથા વીલાયતી મીઠું તોલો ૧ માં મેળવી પાવું.

કલેજા ઉપર ગરમ પાણીનો શેક કરવો. અળશીની ગરમ પોટીસ વારંવાર બાંધવી. અગર રાઇનું પ્લાસ્ટર મારવું. કલેજાના ભાગપર ડામદેવા, બંધાણ કરવા. મધ ચોપડી તે ઉપર કોરો ચુનો દાબી નાગરવેલના પાન લગાડી ઉપર શેક કરવો. ખોરાકમાં ચોખા, મમરાની કાંજી કરી આપવી. દુધ તથા ચોખા આપવા. જેમ જેમ સારૂ થતું જાય તેમ તેમ ઘઉં વીગેરે પદાર્થ આપવા.

**નાં. ૧**—ઇંદરજવ, કાળીપાટ, કરીયાતુ, મોથ, ગળો, સુંઠ અને ખડસલીઓપાંતપાપડો એ દરેક અરધા અરધા ભાર લઇ પોણો શેર પાણીમાં ઉકાળી આઠ તોલા પાણી રહે ત્યારે ઉતારી સવાર, સાંજ પાવું.

**ના. ૨**—હીમેજ, મોથ, ગરમાળાનોગર, કાળીપાટ, ઇંદરજવ, ધાણા, સ્તાંજગી, કરીયાતુ, વાળો, ગળો, સુંઠ અને કડુ એ દરેક પા પા તોલો લઇ પોણોશેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી દીવસમાં બે વખત પાવું.

તાવ કમી પડે ત્યારે નીચેની દવા આપવી.

**ના. ૩**—નવસાર વાલ ૮—ચોખો સુરોખાર વાલ ૩
ગરમાળાનોગર તોલો ૧—કરીયાતાનો ઉકાળો ૧૦ બાર દીવસમાં ત્રણ વખત આપવું, જુલાબ ઘણો ઉતરેતો ગરમાળાનોગર ઓછો કરવો.

**ના. ૪**—કોયદાન વાલ ૧—નવસાર વાલ ૮ } દીવસમાં ત્રણ
ઇંદરજવનો ઉકાળો દશભાર } વખત આપવું

દરદ કમી થાય કે તરત બહાર નીકળવું નહીં. ઘરમાં રહેવું ઘણી મહેનત એકદમ લેવી નહીં. પેટ ઉપર ગરમ કપડું વીંટી રાખવું. આ દરદ ઉપર ધીતેલાની રાબ સારી છે.

# મરકી. (પ્લેગ.)

આ વ્યધિ આપણા હિંદુસ્તાનમાં સંવત ૧૯૫૨ની સાલમાં પહેલ વહેલો મુંબાઈમાં દેખાવ દીધેલ હતો પછી ધીમે ધીમે તેણે આખા હિંદુસ્તાનમાં ત્રાસ વરતાવ્યો છે. ને હજુપણ નાબુદ થયો નથી, તે પહેલાં તે કોઈ કોઈ વખત હીમાલયની તલેટીમાં દેખાવ દેતો હતો. પણ યુરોપ, અમેરીકામાં બસેં વરસ ઉપર હતો ને લંડનમાં બસેં વરસ ઉપર તેણે ગજબ કર્યો હતો એમ ઇતિહાસ ઊપરથી માલમ પડે છે.

**ચિન્હ**—ટાઢ વાઈને તાવ **આવે** છે. ગરમી ૧૦૧ થી ૧૦૨ અંસ સુધી વધી જાય છે. ચહેરો બયાનકને ચિંતાતુર દેખાય છે. જીબ સુકી જણાય છે. વખતે ઉલટી તથા ઝાડો થાય છે. અથવા ઝાડો કબજ રહે છે. તાવ અને ગાંઠ એ તેના મુખ્ય ચિન્હ છે, દરદી બબડે છે અગર બેભાન થઇ પડી રહે છે. ગાંઠ ઘણું કરી બીજે અગર ત્રીજે દિવસે દેખાય છે ને કોઈને તાવની સાથેજ ગાંઠના ચિન્હ જણાય છે. ગાંઠ ઘણું કરી બગલમાં નીકળે છે કોઈને સાથળનામુળમાં જડબા હેઠળ પગની, ઘુંટણ નીચે તથા કાનની પાછળ જણાય છે. પ્લેગ ઓળખવાનું આ ખાસ ચિન્હ છે. પણ કોઈને ગાંઠ થતી જ નથી. તેને બદલે છાતીમાં કફ જણાય છે. ગાંઠ બેસી જાય છે. અગર આઠ, દસ દિવસે પાકીને ફુટે છે. ઘણે ભાગે આ રોગમાંથી માણસ ભાગેજ બચવા પામે છે.

**કારણ**—ચોકસ કારણ હજી સુધી માલમપડયું નથી. પણ તે શીળી ઓરીની માફક ઉડતો ચેપી રોગ છે જ્યાં દેખાવ દેછે ત્યાં પહેલ વહેલો, ઉંદર, ખીસકોલી તથા કબુતર ઉપર અસર થઇને મરણ પામે છે. હાલમાં તે મહીસુરના જંગલોમાં જનાવરો તેના ભોગ થઇ પડયા છે. માણસ તથા જનાવર ને પણ આરોગ થાય છે. ઠંડીરૂતુ, ભેજને અંધારુ એ રોગ થવાને ઉત્તેજન આપેછે. ખોરાક, પાણી ને હવા મારફતે પ્લેગના જંતુ શરીરમાં દાખલ થતા કહેવાયછે.

**ઉપાય**—આરોગને માટે હજી સુધી ચોકસ દવા લાગુ થવાનું જણાયુ નથી. શીળીની રસીની માફક આ નીપણ કેટલાક તબીબોએ ઘોડા ઉપરથી રસી તૈયાર કરી માણસ ઉપર વાપરવાના અખતરો શરૂ કર્યાછે, પણ તેનું લાભકારક પરીણામ હજુસુધી માલમ પડયું નથી. જ્યાં આ રોગે દેખાવ દીધો હોય તે ઘર અગર ગામમાંથી નીકળી જવું એ વધારે સલામતી વાળુ ગણાય છે. ઘરના બારી બારણા ખુલ્લાં મુકવાં, ને ઘરમાં સુર્યનો તાપ અંદર દાખલ થાય તે સારૂ છાપરાંના નળીયા કાઢી નાંખવા સુર્યનો તડકો તથા તાપ એ પ્લેગના જંતુ ને નાશકારક ગણાય છે.

જેમ બને તેમ ઓછું ખાવું. દસ્ત સાફ રાખવો. દરરોજ સવારમાં કવીનાઈન એક-બે ગ્રેન પાણી સાથે લેવું. આસમાની કે બ્લુ કે ભુરા રંગની કાચની બાટલીમાં પીવાનું પાણી ભરી બુચ મારી સુરજના તડકામાં ઓછામાં ઓછા બે કલાક કે તેથી વધારે રાખી મુકવું. તે પાણીમાંથી સવાર, સાંજ દશ થી વીશ ભાર પાણી સાજા માણસે પીવું આથી પ્લેગની અસર થતી નથી.

કારબોલીક સાબુથી હમેશાં નહાવું.

દરેક માણસે (નેપથેલીનબોલ) નામની ગોળીયો તથા કપુર પોતાની પાસે આખો વખત રાખવી તથા સુંઘવી.

**ના. ૧**—ઉપર બતાવેલ બ્લુ રંગની શીશા વાળું પાણી પ્લેગ થએલા માણસને દર પાના કલાકે એક મોટા ચમચા ભરી આપવું. ગાંઠ ઉપર પણ પાણી ચોપડવું.

**ના. ૨**—લીંબડાના પાન ૧૨૫ વાટી તેનું પાણી કાઢી તેમાં મરીનાં દાણા ૧૫ નાંખી વાટી દિવસમાં ત્રણ વખત પાવું તરસ લાગે ત્યારે દુધ આપવું ઝાડો કબજ હોય તો હરડે તથા એરંડીયું આપવું.

**ના. ૩**—ગાંઠ ઉપર બીલામું લગાડવું તથા લીંબડાની પોટીસ મારવી.

**ના. ૪**—ડુંગળીની પોટીશ મારવી અથવા આકડાનું દુધ તથા વછનાગ દીવસમાં બે ત્રણ વખત ચોપડવું ઘોડા આસંદનું

મળીનું ઘસી ગાંઠ ઉપર ચોપડવુ. તથા ગાંઠ ઉપર કાળા પથરનો શેક કરવો.

ના. ૫—ગાંઠને ચીરી તેમાં ગધેડાનુ લીડું ભરી બાંધી લેવુ.

# માથું દૂખવું.

કારણ—માથું ઘણા કારણોથી દુખે છે, ત વ. અજીર્ણથી પીતના જોરથી, ભેજાના ઘણા વ્યાધી સાથે, શરીરની નબળાઇથી માથું દુખે છે, આંખના કેટલાકરોગમાં, તડકામાં રહેવાથી, ચા, કાફી, દારૂ અગર તમાકુ વિશેષ વાપરવાથી માથું દુખે છે. બહુ વિચાર, થાક તથા ઉંઘ નહીં આવવાથી માથું દુખે છે. તે સિવાઇ ઘણા કારણોથી માથુ દુખે છે.

## ૧—પિતના જોરથી અગર અજીર્ણથી માથું દુખવું.

સવારે અગર સાંજે અથવા ખોરાક લીધા પછી માથું દુખવા માંડેછે. કોઇવાર થોડુ અગર કોઇવાર લમણા તથા કપાળ અતિસય દુખેછે. ઉજાગરો કરવાથી, ખટાસ ખાવાથી, ઝાડો કબજ રહેવાથી અને બીજા બદહજમીના કારણોથી માથું ચડેછે. મોહું કડવુ. લાગેછે. પેસાબ થોડો તથા લાલ રંગનો ઉતરેછે ઝાડો કબજ હોયછે અને સફેદ રંગનો ઉતરેછે. ઉબકો અને ઉલટી થાય તથા કાંઇ કડવું પિત પડેતો દરદીને ઠીક લાગેછે.

ઉપાય—પિત તથા અજીર્ણનો નિકાલ કરવા સારૂ પહેલાં એક હલકો જુલાબ આપવો. અગર ઉલટી આપી પિતનો નિકાલ કરવો.

| | | | |
|---|---|---|---|
| ના. ૧—લીલાવતીમીઠુ—રૂ | રૂપીયાભાર, | ના ૨—સાકર | તોલો ૧ |
| પાપડખાર | વાલ ૭, | લીંબુનું સરબત | તોલો ૧ |
| પાણી | તોલા ૫, | એસીડ ટારટીક | વાલ ૫ |
| | | પાણી | તોલા ૧૦ |

બંને દવાને એકમેક કરી ઉભરો આવે એટલે પીવું, દસ્ત ઉતરસે ને પીત બેસી જશે.

ના. ૩—હરડે. પીપર અને સંચળનું સમભાગ ચૂર્ણ તોલો ૦॥ આપવાથી અજીર્ણથી દુઃખતું માથું મટી જાય છે.

ના. ૪—એલચી તોલો ૦॥, તમાલ પત્ર તોલો ૦॥, તજ

તોલો ાા, પીપર તોલા બે, સાકર તોલા ૪, જેઠી મધ તોલા ૪, ખજુર તોલા ૪, અને દ્રાક્ષ તોલા ૪ આ બધાનું ચૂરણ કરી મધમાં અરધા અરધા ભારની ગોળીયો વાળવી. હમેશાં એક ગોળી ખાવી.

**ના ૫**—હીંગાષ્ટક ચૂર્ણ આપવાથી પણ અજીરણ તથા માથું મટે છે.

**ના. ૬**—અવસાર વાલ ૧, કરીયાતાનો ઉકાળો તોલા ૧૦ દીવસમાં ત્રણ વખત પીવું.

**ના. ૭**—એળીયો વાલ બે, એપીકક પલવીશ વાલ એક, કોયદાન વાલ બે, એકસટ્રાકટ હાયોસાયમ વાલ ૬૦ તેની ગોળી ૧૨ કરવી ને સવાર.સાંજ અકેકી લેવી.

# શરીરની નબળાઈથી.માથું દુઃખવું.

પાંડુ રોગમાં લોહી પાતળુ થઈ જાય છે, ત્યારે કાનમાં ઘોંઘાટ થાય છે. અને માથું દુખે છે. પુરૂષ કરતાં સ્ત્રીને આ દરદ વધારે થાય છે કેમકે તેઓનો બાંધો નબળો હોય છે સ્ત્રીઓને ધાત અથવા દસ્તાન જવાથી તેમજ બચ્ચાંને ઘણું ધવરાવવાથી, ધાસ્તી, દીલગીરી અને ફીકર તેમજ રૂદન કરવાથી, ઘણો થાક લાગવાથી, લોહી બગડવાથી માથું દુખી આવે છે ઘણું કરી આખું માથું દુખે છે ચક્કર આવે છે ને આંખે અંધારા આવે છે.

**ઉપાય**—ખોરાક હલકો ને પાચન થાય તેવો આપવો. લોહી પાતળુ થઈ ગયું હોય તો **ના. ૮** હીરાકસી વાલ એક તથા કોયદાન વાલ ૧ બનેની ગોળી ૩૨ કરવી. **સવાર બપોરને સાંજ** એમ ત્રણ વખત પાણીથી ગળી જવી.

**ના. ૯**—હરડે, તોલા ૨ાા, ખાંડ તોલા ૨ાા, આમળા તોલો ૫, સતાવરી તોલા ૫, લોદર, તોલા ૫, જેઠીમધ તોલા ૫, વાંસકપુર તોલો ૧¼, સિંધવ તોલો ૧¼, સુંઠ તોલો ૧¼ મધ સાથે ગોળી રૂપીયા અરધા ભારની કરવી **માત્રા—૧ થી ૨ ગોળી**

આ ગોળીથી નબળાઈનું તેમજ પિતનું માથું દુખતુ હશે તો પણ મટી જશે.

**ના ૧૦**—તજ, તમાલપત્ર, એલચી, પીપર, સાકર અને બાજ્તેરૂ એ સઘળા સરખે ભાગે લઈ મધમાં **ગોળી તોલા ૧ની** કરવી હમેશાં બે **ગોળી** સવાર, સાંજ એકેકી આપવી,

નબળાઈથી તેમજ પિત તથા અજીર્ણથી દુખતું માથું મટશે મગજ **અને તેના પડના વ્યાધી, ઓપરીને જકા લાગવાથી** માથું દુખતું. કોઈવાર એકજ જગાએ માથું દુખે છે, ફેર આવે છે. આંખે ઝાંખ આવે છે. અને શરીરનો કોઈ ભાગ રહી જાય છે. એવા તરેહ તરેહના ચિન્હ જણાય છે.

**ઉપાય—ના.૧૧**—પોટાસ આયોડીડ ગ્રેન દસ, .કરીયાતાનો ઉકાળો ઔંસ ૭ મીલાવી દીવસમાં ત્રણ વખત આપવું.

**ના. ૧૨**—પોટાસબ્રોમીડ ડ્રામ એક, કરીયાતાનો કવાથ ઔંસ ૩ દીવસમાં ત્રણ વખત પીવું,

**ના. ૧૩**—એન્ટીપાઈરીન ગ્રેન ૫ થી ૧૦ આપવાથી માથું મટેછે.

## તાવ તથા લોહીના જોરથી માથું દુખતું.

તાવમાં માથું દુખે છે. ઘણા **લોહીઆળ** આદમીને માથા ઉપર લોહી જવાથી માથાનું દરદ ઘણું થાય છે, માથું ફાટ ફાટ થાય છે. માથાની નાડીયો ઉછળે છે. માથું ગરમ લાગે છે તથા ચહેરો ને આંખ લાલ થઇ આવે છે.

**ઉપાય**-માથું દુખતું હોય તેને લગાડવાસારૂ ઘણા ઉપાયોછે, જ્યારે ગરમી અને લોહીના જોસથી માથું દુખે ત્યારે માથા ઉપર ટાઢા પાણીની ધાર કરવી. બરફ મળી આવે તો લગાડવો. ગુલાબજળ લુગડામાં બોળી લગાડવું. સુખડ પાણીમાં ઘસી લગાડવી. કોલન વૉટર, લેવેંન્ડર વોટર એક ભાગ પાણી બે ભાગમાં રૂમાલ ભીંજવી લગાડવો.

સરદી અગર વાયુથી માથું દુખતું હોય તો ઠંડી વસ્તુઓ લગાડવી નહીં. પણ ગરમ પાણીનો સેક કરવો. કપડું અગર કાનટોપી પહેરી રાખવી. લવીંગ તથા તીખાં વાટી ગરમ કરી ચોપડવા.

# મોઢાના રોગ

**૧–મોઢું આવવું—ચિન્હ**—મોઢું આવેછે ત્યારે જીભ, પેઢું, તાળવું અગર ગાલનો ભાગ રાતો થઇ આવી કેટલીકવાર ચાંદા પડેછે.

**કારણ**—અજીર્ણ, નબળાઇને બીજી સખત બીમારીમાં આ દરદ થાયછે. ગરમ ચીજ ખાવાથી, પારાની દવાને લીધે મોઢું આવેછે

**ઉપાય—ના ૧**—ફટકડી તોલો ¼, મધ તોલો ૨॥, પાણી શેર પોણામાં મેળવી કોગળા કરવા.

**ના.૨**—કાથો, એલચીને ચણીકબાબાને કાથાના રસમાં ગોળી વાળી મોઢામાં રાખવી.

**ના. ૩**—કાથાની તથા પોટાસ કલોરેટની ટીકડીઓ તૈયાર મલેછે તે મોઢામાં રાખવી.

**ના. ૪**—હીરાબોળ વાલ ૪, ફટકડી તોલો ¼, વગળ (બાવળ તથા બોરડીની છાલનું ઉકાળેલ પાણી ) શેર એક લઇ તેના કોગળા કરવા.

**ના. ૫**—ટંકણખાર તોલો ¼, મધ તોલા બેમાં મેળવી મોઢામાં લગાડવું. ચણોઠીના પાન મોંમા રાખવા.

# ગળું આવી જવું. (ચોરીયાનો વરમ.)

**ચિન્હ**—ગળું આવી જાય છે. ત્યારે તેની બારી લાલ થાય છે ચોરીયા સુજી જાય છે. તાવ આવે છે. ગળામાં ઘણું દરદ થાય છે ચોરીયા સુજી આવે છે તે જડબાના પાછલા ખુણા નીચે ગાંઠ માફક લાગે છે તથા દાબવાથી દુખે છે જીભ ઉપર સફેદ છારી વળે છે. ગળામાં થુંક ચીકણું થઇ જાય છે. તે નીકળતું નથી તેથી ગળામાં કાંઇ ભરાઇ રહ્યું હોય એમ લાગે છે અને ચેન પડતું નથી. ખોરાક તથા પાણી ગળવાથી ગળામાં દુખ થાય છે. અને હરકત બહુ જણાય છે. કાનમાં ચસકા આવે છે. ઊંઘ આવતી નથી. ને કોઇવાર પાણી પીતાં નાકમાંથી પાણી આવે છે.

**કારણ**—ઘણું ફરીને ઠંડી તથા સરદીને લીધે. ગળું આવેછે.

**ઉપાય**—દરદીએ પવન અગર ઠંડીમાં બહાર નીકળવું નહી. દુધ તથા કાંજી ઉપર પોતાનો નિર્વાહ કરવો. ગળાની આસપાસ ગરમ કપડું લપેટી રાખવું. બહારથી ગરમ પાણીનો શેક કરવો. અળસીની ગરમ પોટીસ મારવી.

**ના. ૧**—ફટકડી તોલો ½, ગરમ પાણી પોણા શેરમાં નાંખી વારંવાર કોગળા કરવા શરૂઆતમાં એક હલકો જુલાબ આપવો.

**ના. ૨**—કાંટાળું માયું તોલો ૧ લઇ શેર પાણીમાં ઉકાળી તેમાં ફટકડી તોલા ½ નાંખી કોગળા કરવા.

**ના. ૩**—અકલકરો મોઢામાં રાખી તેનું થુંક ગળામાં ઉતરવાથી ફાયદો થાય છે.

# મોઢું વાસ મારે છે. (મોંઢું ગંધાય તે.

રકતપિતથી મોઢું ગંધાય છે. તેમજ મોઢામાં સળો થવાથી પણ મોઢું ગંધાય છે. આસપાસના આદમીથી પણ પાસે બેસી શકાતુ નથી.

**ઉપાય ના. ૧**—બીજોરાની છાલ મોઢામાં રાખે તો મોઢું ગંધાય નહીં.

**ના. ૨**—ખેરસાર, દારૂહલદર, દાડમનીછાલ, માયા, હીમેજ, પડવાસ, સાકર નાગરવેલના પાન તથા દ્રાક્ષ સાથે ગોળી બોર જેવડી કરી મોઢામાં રાખવી.

**ના. ૩**—કપુર તથા ફટકડી ઘી તથા માંખણમાં લગાડવું.

**ના. ૪**—ધમાસો, ઉપલેટને કરીયાતાના પાણીમાં ઉકાળી કોગળા કરવાથી મોઢું સાફ થાય છે.

# મધુપ્રમેહ. (સાકરીયો પરમીયો.)

**નિદાન**—મધુ પ્રમેહ એ ઘણો જીર્ણ વ્યાધી છે. તેમાં પુષ્કળ પેશાબ ઉતરે છે ને તેમાં સાકર હોય છે. પેશાબ ચાખવાથી ગળ્યો લાગે છે. ને જ્યાં પેશાબ પડે છે. ત્યાં હજારો કીડીયો તથા મંકોડા [illegible] છે. તેનું વિશિષ્ઠ ગુરૂત્વ એક હજારને પાંત્રીસથી ચાળીસ

તથા સાઠ ડીગ્રી સુધી હોય છે. આ દરદમાં તરસ ઘણી લાગે છે. દરદી ગમે તેટલું પાણી પીએ તોપણ તરસ છીપતી નથી. ઝાડો કબજ હોય છે. શરીર ફીકું ને ગળતું જાય છે. તેની દ્રષ્ટી નબળી પડી જાય છે. હાથ પગમાં કળતર થાય છે. મન ઉદાસ રહે છે. સ્વભાવ બદલાઇ જાય છે. ને પુરૂષાતન ઘટી જાય છે

આ દરદ મટે ને પાંછું ફરીથી થાય છે. કોઇને ઘણા વરસ ચાલે છે. ને કોઇને સખત ચિન્હ જણાય છે. આંખમાં મોતીયો બંધાય છે, અવાળુ આવે છે, વખતે દાંત સડે છે, હાથે પગે ચેથર જણાય છે, શરીરના કેટલાક ભાગમાં ધારા પડે છે. અને ઘણુંજ દુખી જીવતર ભોગવી ફેફસાનો વરમ, ક્ષય; પાકું વખતે આંચકી અને બેશુદ્ધિ થઈ દરદીને તાણી જાય છે.

**કારણ**—આરોગ ઘણે ભાગે ચાળીશ વરસની ઊમર પછીજ થાય છે. શા કારણથી આવી વિકૃતી શરીરમાં ઊપડી આવે છે તેનું ચોકસ કારણ હજી સુધી માલમ પડયું નથી. કેટલાકને તે વંશ પરંપરા ઉતરે છે. તેમજ અત્યંત મહેનત, ચિન્તા કે શોક કરવાથી અને અત્યંત રતિવિલાસ ભોગવવાથી પણ થઈ આવે છે. બહુજ મિષ્ટાન, બહુ શરદી તેમજ બહુ ગરમી લાગવાથી પણ આરોગ થઈ આવે છે.

**ચિન્હ**—પ્રથમ શરૂઆતમાં દરદીને એમ માલમ પડે છે કે તેને બહુ પેશાબ કરવા જવું પડે છે, ચોવીસ કલાકમાં તન્દુરસ્ત માણસને પાંચ કે છ વખત પેશાબ કરવા જવું પડે છે તોપણ આ માણસને તો ઘણીવાર જવું પડે છે. તનદુરસ્ત માણસને હમેશાં શેર એકથી સવાશેર પેશાબ થવો જોઇએ તેને બદલે શેર અઢીથી પોણાચાર શેર પેશાબ અગર તેથી પણ વધારે હમેશાં થાય છે. ને તે ચોખા પાણી જેવો હોય છે દરદીના હાથ પગ બળે છે હાથ પગની આંગળીયો ઉપર અને હાથ અને પગના તળીઆમાં બળતરા બહુ થાય છે. કેટલાકને શરીરે ખુજલી આવે છે. અમુક ભાગની હઠીલી ચળનું કારણ તપાસશો તો તે મધુ પ્રમેહમાં મળશે.

**ઉપાય**—સાકર વાળો પદાર્થ આખી જીંદગી સુધી ખવાતો

નથી. ફળ, મેવો, મધ, મીઠાઇ, ચોખા, આરોરૂટ અને બટાટા ખાવા નહીં, મૂળા, કોબીજ ને કારેલાં વીગેરે સાકર, સ્ટાર્ચ વિનાની વનસ્પતિ ખાવામાં હરકત નથી. કોઇ ફક્ત દૂધના ઉપર આધાર રહે છે. દાળ ચણાને મગને માટે હરકત નથી.

પાણીની બહુ જરૂર પડે છે. માટે દુધમાં ચૂનાનું પાણી મેળવી દરદીને પીવા આપવું. ને દરદીએ બની શકે તેટલું થોડું પાણી પીવું બરફ ને સોડાવોટર પીવાથી તરસ કમી થશે.

દવામાં અફીણ વખણાય છે. **નો. ૧**—જાંબુના ઠળીયા, આવળના ફુલ, અને કુણી શીંગ બી સાથે સુકલ ખાંડીને ભૂકો કરવો **માત્રા-તોલો ¼** સવાર, સાંજ પાણીમાં દેવું.

**નો. ૨**—અફીણ રતી એક, લીંબડાનો રસ તોલો એક પાણી તોલા **અઢી** મેળવી સવાર, સાંજ પાવું.

**નો. ૩**—જાંબુના ઠળીયાની ગોટલી બે આનીથી પાવલી ભાર આપવી.

**નો. ૪**—જાવંત્રી, અફીણ અકેક તોલો, કસ્તુરી તોલો અરધો કપુર તોલો ૦| પાનના રસમાં ગોળીયો બબે ગ્રેનની વાળવી, **માત્રા-૧ થી ૩ ગોળી** આપવી. તે સિવાઈ પેપસીન, સોમલ, ભાંગ, અરગટ, લોહભસ્મ, કાયદાન, લોબાનના ફુલ, બંગભસ્મ અને ચંદ્ર પ્રભા અપાય છે.

# રક્તપીત

**ચિન્હ**—આ દરદ ધીમે ધીમે શરૂ થાય છે. દરદીનો ચહેરો ફીકો તેજ વીનાનો હોય છે. શરીર દુર્બળ હોય છે, મન ઉદાસ રહે છે. જરા મેહેનત લેવાથી દમ જલદી ચડેછે, અને શરીરે સુસ્તી જણાય છે. દાંતના પેઢા સુજેલાં, પોચાં, અને કાળા રંગના હોય છે. કોઇવાર તે સડેછે, અને તેમનાપર ચાંદા પડે છે. પેઢામાંથી લોહી પુષ્કળ નીકળે છે. અથવા થોડું થોડું ઝમ્યા કરે છે, દાંત દુખે છે, ને હાલે છે તેથી ખોરાક ચાવવામાં મુશ્કેલી જણાય છે, ને મોઢામાંથી નઠારી વાસ નીકળે છે. પગપર જાંબુડા રંગના ચાઠા માલુમ

પડે છે. કોઇવાર પગપર સોજા આવે છે, પગમાં કળતર ને દુખાવો થાય છે, યોની, નાક, મોઢા અથવા પેટમાંથી લોહી પડે છે ભૂખ લાગતી નથી. ખોરાક ચવાતો નથી, ઉલટી અને મોળ આવે છે. ઝાડો ઘણો કબજ રહે છે, ને કોઇવાર જુલાબ ઉતરે છે અથવા મરડો થઇ તેમાં લોહી પડે છે. આ દરદને લીધે ઉંઘપણ આવતી નથી.

રક્તપીતના બે ભેદ છે, ૧–ઉર્ધ્વગ–૨-અધોગ–મોઢામાંથી બડખામાં અગર ઉલટી વાટે લોહી પડવું, તેમજ નાકમાંથી લોહી નીકળવું, એ ઉર્ધ્વગ કહેવાય છે. પુંઠેથી, મૂત્ર માર્ગથી અગર ગર્ભાશયમાંથી બહુ લોહીનું પડવું એ અધોગ રક્તપીત કહેવાય છે.

**કારણ**—મનની ચિંતાથી અત્યંત રતિ વિલાસથી, તેમજ બહુ ગરમ ચીજ ખાવાથી, ને સાક, ભાજી ઓછી ખાવા વાળાને રક્તપીત ઉપડવાનું સબળ કારણ છે.

**ઉપાય**—તાજી વનસ્પતિ આપવાથી તરત ફાયદો થાય છે, મીઠા લીંબુ, દાડમ અથવા આંબલીનું સરબત આપવું. વળી, નારંગી મીઠા લીંબુ, જાંબુ, મોટા બોર, સંત્રા વીગેરે મેવો ખાવો.

લીંબુનો રસ અઢી ભાર થી પાંચ ભાર સુધી સાકર નાંખી હમેશાં પીવો. કાલી ફલાવર, દુધી, ચીભડાં અને તરબુચ વીગેરે મેવો અને વનસ્પતિ તથા સારો ખોરાક અને દુધ આપવા.

**ના. ૧**—વાસાખંડ નામની દવા તૈયાર મળેછે. તેના બે તોલા ખાવા.

**ના. ૨**—આમળા ને લીંડીપીપર બંને અકેક ભાગ, સાકર બે ભાગ ને લોહભસ્મ ચાર ભાગ આ બધાને મેળવવા **માત્રા—૧ થી ૨ વાલ** મધમાં આપવું.

**ના. ૩**—ઈંદરજવ, ધાણા અને પરોળ એ ત્રણે ચીજનો રીતસર ક્વાથ કરી મધ અને સાકર નાંખી પીવો.

**ના. ૪**—કોળાનો પાક તથા અવલહે લાંબા દીવસ આપવાથી આરામ થાય છે.

**ના. ૫**—આકડાના સુકેલા સ્વાદડાનો ભૂકો બે તોલા, સીંધાલુણ બે તોલા, અને અફીણ શેકેલું અરધો તોલો આ ત્રણેને મેળવી વાલ વાલની ગોળીયો કરવી. **માત્રા**—ગોળી ૧.

ના. ૬—લીંબુનો રસ તોલા બે, સાકર તોલો ૧,
પોટાસ ક્લોરાસ વાલ ૫, ટીંચર સીંકોનાકો ડ્રામ ૧,
અફીણનો અર્ક ટીપાં ૩૦, સ્પીરીટવાઇન ગાલીસી ડ્રામ બે,
પાણી તોલા સાત. સઘળું મીલાવી દીવસમાં ત્રણ વખત પીવું.

ના. ૭—દ્રાખ, સુખડ, લોદર, અને ધંઉલા તેનું ચૂર્ણ સરખે ભાગે કરી તેમાંથી તોલો ¼ લઈ અરડુસીના રસ તથા મધમાં આપવું.

ના. ૮—ધાણા, આમળા, અરડુસી, દ્રાખ અને ખડસલીયો તેનું હીમ કરી પાવું.

# રતવા.

રતવા બે પ્રકારનો થાય છે, ૧—આપો આપ થાય છે. ૨—જખમને લીધે થાય છે, બહાર તેમજ અંદરના હરેક ભાગમાં આ રોગ થાય છે. જખમને લીધે રતવા થઈ આવે છે, તે જે ભાગમાં જખમ થયો હોય તેની આસપાસ થાય છે, રતવા ચેપી રોગ છે, ને તેનો બીજો ગુણ એવો છે કે એક ભાગ પરથી બીજા ભાગપર ફેલાય છે, તે એક ઠેકાણે મટીજઇ બીજે ઠેકાણે થાય છે.

લક્ષણ—પહેલાં ટાઢ વાઇને તાવ આવે છે અને તેની સાથે શરીરનો કોઇ ભાગ સૂજી લાલ થઇ આવેછે ને તે ભાગ ગરમ થાય છે અને આગ અગર તણખા મારે છે. કોઇ વાર ગળું આવી જાય છે. પેશાબ લાલ ઉતરે છે, નાડી જલદ અને જોરથી ચાલે છે. ઉલટી થાય છે અને જવર ભ્રમ થઇ આવે છે. દરદી છાનોમાનો બબડેછે અથવા ઉઠીને તોફાન કરે છે. કોઇવાર ઝાડો કબજ હોયને કોઇવાર જુલાબ ઉતરે છે, પછી બીજે અગર ત્રીજે દિવસે શરીરના કોઇ ભાગ પર રતવા ફુટી નીકળે છે. ચહેરા ઉપર થવાનો હોય ત્યારે ચહેરાની એક બાજુ અથવા બેઉ બાજુ સુજી આવે છે. પહેલાં નાક લાલ થઇ આવે છે. અને રતાશ અને સોજો આખા ચહેરા, ગરદન. મસ્તક તથા ખભા સુધી ફેલાઈ જાય છે. ચહેરો સુજીને લાલ ઘુમડા જેવો થઇ આવે ને દરદીને ઓળખવો પણ મુશ્કેલ થઈ પડે છે. આંખના પોપચા સુજી આવેછ, તેથી આંખો પણ ઉઘડી શકતી નથી

જો રતવા ફક્ત ઉપરનીજ ચામડીમાં થયો હોય તો બે ચાર અગર વધારે દહાડામાં રતાશ કમી પડી જાય છે. તાવ તથા સોજો ધીમે ધીમે ઉતરી જાય છે. પણ રતવાજો ચામડીની નાચેના ભાગમાં થયો હોય તો ઘણું કરી પાકયા વગર રહેતો નથી. રતવાની જગ્યા પર ફોડલી થઇ તેમાં પાણી ભરાઇ ફુટે છે. સોજો ઘણો આવે છે. અને વેદના ઘણીજ થાય છે, શકિત થોડી, નાડીક્ષીણ તથા જીભ સુકીને કાળી થાય છે, તેની સાથે રતવા થએલા ભાગની રતાશ કમી થઈ ફીકો થાય છે. તોપણ સોજો ઉતરતો નથી. ને તે ગદ-ગદીત થઈ તેની અંદર લપકારા અને દરદ થાય છે. તે જલદીથી મોઢું કરી ફુટતો નથી. જો ફોડીએ તોપણ પરની સાથે મુએલા ભાગનું સડેલું માંસ નીકળે છે. આ ભાગને રૂઝાતાં ઘણો વીલંબ લાગે છે. પરૂ નીકળે છે. અંદરના ભાગ ખવાતા જાય છે. તથા કેટલીકવાર બે ચાર જુદે જુદે ઠેકાણે મોઢું કરે છે. દરદીને ઘણી વેદના થાય છે. તથા બહુ પરૂને લીધે શરીર ધોવાઈ જાય છે. ને ઝીણો ઝીણો તાવ શરીરમાં રહે છે. પરસેવો વળે છે, ભૂખ લાગતી નથી, તથા ઘણીવાર જુલાબ ઉતરે છે અને મરણ થાય છે. કોઈ વાર હાડકાં સુધાંત સડી જાય છે.

જો રતવા મગજમાં અથવા ગળામાં વાયુદ્વારમાં ઉતરે તો માઠું પરિણામ થાય છે માટે ચહેરાની આસપાસ રતવા થાય ત્યારે બહુજ કાળજી રાખવી.

**કારણ**—બહુ-ઠંડી અને ગરમીથી રતવા થાય છે તથા ચેપને લીધે રતવા થઇ આવે છે. ખરાબ હવા અને શરીરની નબળી હાલતથી રતવા વીશેષ થવા સંભવ છે.

**ઉપાય**—રતવાવાળા આદમીની પાસે સરવ પ્રકારની સુઘડતા રાખવી. ને ઉપાય કરવામાં એટલું ધ્યાનમાં રાખવું કે આરોગમાં શકિત જલદી જતી રહે છે. માટે પ્રથમથીજ તેની શકિતમાં વીશેષ ઘટાડો થાય એવા કાંઈ સખત ઉપાય લેવા નહીં. પહેલાં એક જુલાબ આપવો અગર ઉલટી કરાવવી અને પછી બીજી દવા શરૂ કરવી.

રતવાને ફેલાતો અટકાવવા સારૂ કાડીખાર રેતવાની કીનારી ઉપર લગાડીને હદ બાંધવી, એટલે તેને ઉલંઘી વધસે નહીં, ગરમ

પોસના પાણીનો ફલાનલથી શેક કરવો. ઘણું લોહી ભરાય ને તેથી તાણુ અને આગ થતી હોય તો જળો મૂકવી અગર ઝીણુ છેદ મારી થોડું લોહી અને પાણી વહેવા દેવું. અળસીની પોટીસ મારવી જેમ બને તેમ પરૂ અંદર ભરાઈ ન રહેતાં તે જલદી નીકળે તેમ કરવું.

**ના. ૧**—સરસડાની છાલ, જેઠીમધ, તગર, રતાંજળી, એલચી, જટાંમાસી, હળદર, દારૂહળદર, કઠ અને વાલો આને વાટી તેનો લેપ કરવો.

**ના. ૨**—હીમકંદ વાટીને ચોપડવો તથા પાવો.

**ના. ૩**—રતવેલીઓ, વાળો, સુખડ, સોનાગેરૂ અને તાંદળજો એ સરવેને વાટી દીવસમાં ચાર પાંચવાર ચોપડવા.

**ના. ૪**—ટીંચર સ્ટીલ ટીપાં ૨૦ થી ૩૦. પાણી ૧ ઔંસ દિવસમાં બેથી ત્રણ વખત આપવું દુધ, કાંજી વિગેરે સારો ખોરાક આપવો.

# રાત અંધો.

**નિદાન**—નબળાઇથી તેમજ અત્યંત તેજ સામું જોઇ રહેવાથી અને અયોગ્ય ખોરાક લેવાથી રતાંધળાપણું પ્રાપ્ત થાય છે, જ્ઞાન તંતુમાં કાંઈ ગુઢ ફેરફાર થઇ જવાથી રતાંધળો થાય છે. અને તે ગરીબ લોકોમાં વીશેષ જોવામાં આવે છે તેનું કારણ એવું છે કે દુધ ઘી વીગેરે પોષ્ટીક ખોરાક તેમને ઘણો થોડો મળે છે.

**ઉપાય-ના. ૧**—ઉંદરની લીંડી કપડ છાણુ કરી ગાયની છાશમાં એક ઘડી પરતવી પછી તેમાં કપુર થોડું નાંખી ગોળી વાળવી. તે ગોળી પાણીમાં ઘસી રાત્રે આંખે ચોપડવું.

**ના. ૨**—ડોડીની ભાજી પાણીમાં બાફી પાણી શાખે નરણે કોઠે સાત દિવસ સુધી ખાવી.

# લુખસ.

**ચિન્હ**—ચામડી ઉપર ઝીણી ફોડલીયો રાતા રંગની થાય છે અને તેની સાથે ઘણી ખરજ આવે છે. તેને લુખસ કહે છે. લુખસ ઘણા વખત સુધી રહે છે. ને કંટાળો આવે છે, ને એવી

તો ચળ આવે છે કે જેમ જેમ ફરીથી ખણીને લોહી કાઢે છે, તેમ તેમ બળતરા અને ચળ વધારે આવે છે. ઘરડા માણસને ખૂજલી થાય છે. તેને ચળને લીધે ઉંઘપણ રાત્રે આવતી નથી.

**ઉપાય**—ધમાસો, ખસખસ, ગંધક, સોડા (પાપડખાર) ના પાણીથી સ્નાન કરવું. નહાવા માટે એક મણ પાણી ગરમ કરી તેમાં નીચેના પ્રમાણમાં હરકોઇ એક દવા મેળવવી. ન્હાઇને ટુવાલથી ઘસીને શરીર લુછી નાંખવું.

**ના. ૧**—સોડા ૦ાા રતલ, **ના. ૨**—રસકપુર તોલો ૧

**ના. ૩**—ધમાસો ૧ રતલ,

**ના. ૪**—ખસખસના ડોડવા ૦ા રતલ.

**ના. ૫**—લીંબડાના પાન ૨ રતલ.

ઉપરની હરકોઇ એક દવા લઇ મણ ૧] ગરમ પાણીમાં મળવી નહાવું.

**ના. ૬**—આરોળીને વાટીને તેનું દુધ શરીરે ઘસવું.

**ના. ૭**—મજીઠ, પૈસા ૨] ભાર, સાકર પૈસા ૨] ભાર, મીંઢીઆવળ પૈસા ૧] ભાર, જીરૂ પૈસા ૧] ભાર ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું ને તેના પડીકા ૬] કરવા. હમેશાં પડીકા બે સવાર, સાંજ ઉના પાણીમાં આપવા.

**ના. ૮**—ગંધક, બાવચી, સંચળ, એ દરેક અઢી રૂપિયાભાર લઇ ખાંડી વસ્ત્રગાળ ચૂર્ણ કરી ગાયનું ઘી શેર એકમાં મીલાવી ચોપડવું.

**ના. ૯**—ગંધક શોધેલો મધમાં ૨ ૦ાા ભાર આપવો.

**ના. ૧૦**—સુખડનું તેલ રૂ ૧] ભાર, કપુર રૂ ૧] ભાર તેમાં લીંબુનો રસ નાંખી ચોપડવું.

## લુ લાગવી.

**ચિન્હ**—શરીર ઘણું ગરમ થઇ આવે છે. ફેર આવે છે, માથું દુખે છે, તથા છાતી રૂંધાય છે. તરસ ઘણી લાગે છે તથા ચામડીમાંથી પરસેવો બીલકુલ નીકળતો નથી. નાડી નબળી પડી જઇ આદમી બેશુધ થઇ જાય છે.

કેટલીકવાર આદમી બેશુધ થઇ પડી જાય છે. શ્વાસ મોટા અવાજની સાથે ઘુંટાય છે, કીકી સંકુચીત થાય છે, અને થોડા કલાકમાં મરણ પામે છે. બેશુધ ઘણો લખાત રહે. આંચકી આવે તો દરદી બચવો મુશ્કેલ સમજવો.

**કારણ**—સૂરજના ઘણા તાપને લીધે ગરમ દેશમાં કેટલાક આદમી બેહોશ થઇ મરી જાય છે. તડકામાં ચાલનાર તથા કામ કરનારને લુ લાગે છે, રાતના ઉજાગરા કરે તથા ખાવા પીવામાં અનિયમિત રહે તો તેને લુ જલદી લાગે છે,

**ઉપાય**—લુ લાગે નહીં તેટલા માટે બનતા સુધી ઘણા તડકામાં જવું નહીં ને કદાચ જવુ પડે તો માથા ઉપર ભીનું કપડું રાખવું. દારૂ પીવો નહીં ચા, પાણી, લેમનેટ, સોડાવોટર ને બરફ પીવાં-પરસેવો નીકળવા દેવો, લુ વાયાના ચિન્હ જણાય કે તરત છાંયામાં જઇ સુઈ રહેવું તથા માથા ઉપર ઠંડુ પાણી રેડવું. લુ લાગ્યા પછી ઠંડુ પાણી માથા તથા છાતી ઉપર રેડવું અથવા બરફ લગાડવો, બોચી ઉપર બ્લીસ્ટર મારવું. પગ ને રાઇનો લેપ મારવો, જુલાબ આપવો.

માથા ઉપર ભીના સુકી સુખડ લગાવવી તથા સોનાગેરૂ નો લેપ કરવો.

## વધરાવળ,

**નિદાન**—વૃષણ ગમે તે કારણથી મોટું થયું હોય તેને આપણા લોકો વધરાવળ કહે છે.

૧—વૃષણના વરમને લીધે તે વધે છે.

૨—પાણી ભરાવાથી વધે છે.

૩—લોહી ભરાવાથી વધે છે.

૪—નસ ફુલવાથી વધે છે.

૫—વૃષણમાં ગાંઠ થવાથી વધે છે.

૬—કોથળીની ચામડી જાડી થવાથી વધે છે.

૭—કોથળીમાં સારણ ઉતરવાથી વધે છે.

**૧ વૃષણનો વરમ થવાનું કારણ**—ઇજા, પરમીયો, ગાલપચોળા અને ગરમીને લીધે થાય છે.

ચિન્હ—ઋગ્ણ સુઝીને મોટા થાય છે. હાથ લગાડવાથી દરદ થાય છે. ચામડી લાલ થાય છે પેટ અને કમરમાં ખેંચ અને દરદ થાય છે. થોડો તાવ આવે છે, ઉલટી અને ઉબકો થાયછે.

ઇલાજ—દરદીને બીછાનામાં રાખવો. વૃષણની કોથળીને તકીયા ઉપર અગર પાટાથી અધર રાખવી. ગરમ પાણીનો શેક કરવો. બહુ સોજો અને પીડા હોયતો જળો મુકવી.

ના. ૧ ભીંઢળ તથા સુંઠ ઘસીને ચોપડવા.

ના. ૨—સેલારસ તથા તમાકુના પાન બાંધવા. શેક કરવો.

ના. ૩—પારાનો મલમ તથા પ્લાસ્ટર બગાડવું.

ના. ૪—પાણી ભરાવાથી વધરાવળ થાય છે. તે માટે તેને ફોડી રસ્તો આપવો.

ના. ૫—લોહીના ભરાવાથી વધરાવળ થાય છે તેને માટે ઠંડા પાણીના પોતા મુકવા દસ્ત ફિરે તેવી દવા આપવી બહુ પીડા થતી હોય તો કાપી લોહી કાઢવું પછી પાટો બાંધવો.

ના. ૬—નસ ફુલવાથી વધરાવળ થાય છે. તેના સારૂ પટા રાખવાથી આ દરદમાં વધારો થતો નથી.

## વાઇ

આ દરદમાં બેશુધીની સાથે શરીરની તાણુંખેંચ થાય છે. મગજ, તેના પડ તથા ખોપરીના દરદ અને બીજા કેટલાક વિષને લીધે બેશુધી તથા આંચકી થાય છે, પણ વાઇનું દરદ એકાએક થાય છે દરદી બીજી રીતે સારી હાલતમાં હોય છે. અને તેને વાઇ વખતો વખત લાંબી અને ટુંકી મુદતે થયા કરે છે.

લક્ષણ—વાઇ હલકી અને ભારે એવા બે પ્રકાર છે. વાઇમા એકાએક ઘણું કરી કાંઇ પૂર્વે ચિન્હ સિવાઇ લગાર બેશુધી થાય છે. દરદી જે સ્થિતિમાં હોય તે સ્થિતિમાં સ્તબ્ધ થઇ જાય છે, ચહેરો જરા ફીકો પડી કાગાશ મારેછે અને થોડી સેકંડમાં પાછી શુધી આવેછે. દરમીયાન જે કાંઇ થયું હોય તેનું તેને ભાન રહેતું નથી. કવચીત બેશુધિની સાથે ચહેરા અને પગની સ્નાયુ ખેંચાય છે કોઇવાર થોડી બેશુધીની સાથે ચકકર આવે છે શુધી આવ્યા પછી મન જરાવાર મુંઝાઇને પછી બરાબર ઠેકાણે આવેછે

મારી વાઈના લક્ષણુના ત્રણ દરજ્જા છે. તેની શરૂઆતમાં ઘણું કરી કાંઇ સૂચક ચિન્હ જણાય છે. જેથી દરદીના જાણવામાં આવે છે કે હવે વાઇ આવશે કેટલાકને જાણે પાણી અથવા હવા ના રેલા અગર જીવડો ચાલતો હોય એવો દરદીને ભાસ થાય છે ને હાથમાંથી માથા તરફ અથવા પગ અગર પેડુમાંથી છાતી તરફ ચાલે છે.

ત્રણ દરજ્જાના લક્ષણ પૈકી પ્રથમ એક ચમત્કારી ભયંકર રાડ અથવા ચીસ નીકળે છે. કોઇને ચીસ નથી પણ પડતી દરદી તદન બેશુધ થઇ ગમે ત્યાં પડી જાય છે. અને આખા શરીરની સ્નાયુ તદન સંકોચ ઈ જાય છે. સ્નાયુ એક સરખી સંકોચાતી નથી તેથી ડોક એક બાજુ વળે છે. ગહેરો વીકાળ દેખાય છે. દાંત ખીલી બેસી જાય છે, આંખો ખુલ્લી રહી ડોળા ઉપર ચડે છે. શ્વાસ બંધ થાય છે. ચહેરો પ્રથમ ફીકો કાળાશ મારે છે. એ ત્રણથી વીસ સેકંડમાં પહેલો દરજ્જો પુરો થાય છે.

બીજા દરજ્જામાં શ્વાસ છુટવા માંડે છે. સ્નાયું જરા ખેંચાય છે. આંખના ડોળા અને ચહેરો તણાવા માંડે છે દાંત કચરાય છે મોઢે ફીણ આવે છે. વખતે જીભ કચરાઇ લોહી નીકળે છે, હાથ પગને આખું શરીર તણાય છે, અંગુઠા અંદર વળી આંગળાની મુઠી વળી જાય છે. કીકી નાની મોટી થયા કરે છે. પરસેવો છુટે છે. પેશાબ, ઝાડો અથવા વીર્યસ્ત્રાવ થઇ જાય છે. પેટમાં ગડગડાટ થાય છે; એક, બેથી દશ મીનીટમાં આ દરજ્જો પૂરો થાય છે.

ત્રિજા દરજ્જામાં ખેંચતાણ બંધ પડી દરદી ધીમે ધીમે ભાનમાં આવે છે. બહાવરો ને પરસેવો વળેલો હોય છે, ભાનમાં આવીને કોઇ દરદી દિલમાં મુંઝાય છે, કોઇ ઉંઘી જાય છે, કોઇ ને પુષ્કળ પેશાબ થાય છે, કોઇ મંદ થઈ પડે છે અને શરીર ઢીલું થાકી ગએલું જણાય છે.

વાઇના ઝટકા શરૂઆતમાં લાંબે અંતરે આવે છે, વરસ છ માસે એકાદ વખતથી તે દરરોજ એક અગર વધારે વખત આવે છે દીવસ, રાત, જાગતા, ઉંઘતાં, સ્ત્રી, પુરૂષ. જુવાની અને ઘડપણમાં

વાઇ આવે છે. વાઇના ઝટકાની સંખ્યા વધે તેમ શરીર અને બુદ્ધિ નબળાં થતાં જાય છે. માથું દુખે છે. ફેર આવે છે. આખું અંગ અથવા અવયવ સડી જાય છે.

ઘેલઝા થાયછે અંધાપો. બહેરાશ તથા બીજા મગજના તરેહવાર દરદ થાય છે.

**કારણ**—વાઇનું ખરૂં કારણ મગજનો અદૃષ્ય રોગ છે. ઉપદંશ. સંધીવા. માથાપર માર. મગજને ઘણી મહેનત. હાથરસ. અતિશય સ્ત્રી સંગ, કરમ, દાંત તથા ખોપરીના દરદ વીગેરે કારણથી વાઇ આવે છે,

**ઉપાય**—દરદીને વાઇ આવે તે વખતે તેના શરીરની સંભાળ રાખવી જીભ કચરાય નહીં તેટલા સારૂ બે દાંત વચ્ચે દાતણ જેવી કઠણ વસ્તુ મૂકી દેવી. કપડાના બંધ છોડી દરદીને ખુલ્લી હવામાં રાખવો. ખેંચતાણની વખતે અજ્ઞાની લોકો દરદીને જોરથી પકડી રાખે છે. તેમ કરવાની જરૂર નથી, કદાચ ખેંચતાણ બહુ લાંબો વખત ટકેતો મોઢાપર પાણી છાંટવું, રાઇના પ્લાસ્ટર મારવા, માથાને બરડાપર બરફ મળી આવે તો લગાડવો, વીજળી લગાડવી, લમણાપર જળો લગાડવી, તાણ થઇ રહ્યા પછી તેને ઉંઘવા દેવો.

ઉપદંશ, નબળાઇ, કંઠમાળ વીગેરે દરદ હોય તો તેના ઉપાય કરવા. દરદીને સારો ખોરાક આપવો તથા કપડા આપવા, યોગ્ય કસરત કરાવવી, પૂરતો વખત ઉંઘવા દેવો, મનને બહુ મહેનત આપવી નહીં. દરદી ભણતો હોય તો તેનો અભ્યાસ મૂકાવી દેવો. દારૂ આદી તહારાં વ્યસન હોય તો છોડાવી દેવાં ને દસ્ત હમેશાં સાફ આવે તેવી યોજના કરવી. ને તેને પાણી અગર દેવતા નજીક જવા દેવો નહીં કારણકે તેમાં ઓચિંતા પડી જવાથી માઠા પરિણામના દાખલા બને છે.

**નાં. ૧**—માલકાંકણા તથા તીખાં ઝીણાં વાટી ગોળમાં ગોળી કરી રૂ. ૦ા થી ૦ાા ભાર આપવી.

**નાં. ૨**—ટંકણખાર વાલ ૮—કરીયાતાનો ઉકાળો આઠ ભાર મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું.

**ના. ૩**—જસત ભસ્મ વાલ ૫, રૂપાની ભસ્મ એક રતીભાર અને ગળોસત્વ ૧૦ વાલ, તેની અરધા અરધ વાલની ગોળી કરવી. **માત્રા ગોળી ૧ થી ૩** ઘીમાં લેવી.

**ના. ૪**—પોટાસ બ્રોમીડ ગ્રેન ૪૫—ટીંચર હાયો સાઇમસ ડ્રામ ૧.
સાલવોલેટાઇલ ડ્રામ ૧— ,, બેલાડોના ટીપાં ૨૦.
પાણી ઔંસ ૩.—દીવસમાં ત્રણ વખત પીવું.

બોચી ઉપર, ડામ, પોત અગર બ્લીસ્ટર લગાડાય છે. ને માથા તથા બરડા ઉપર બરફ લગાડવાથી ફાયદો થાય છે.

## વ્રણ.

કોઇપણ ઠેકાણે જખમ થવાથી અગર પાક થઇને ફુટવાથી નારાં પડે છે. ને તેમાંથી પાણી પરૂ વીગેરે સ્ત્રાવ નીકળ્યા કરે છે. ઉપદંશને લીધે પણ આવા નારાં પડે છે, ને રૂઝાતા નથી. તે ઘણો કાળ સુધી રહે છે. ને છેવટે હાડકા સુધી પહોંચી જઇને હાડકાંને સડવે છે. હાડકું કાઢયા પછી અગર તેની મેળે હાડકું નીકળી જાય ત્યારે ઘણું કરી રૂઝાય છે.

**ઉપાય ના. ૧**—લીંબડાના કુંપળા તોલા પાંચ, બોદાર તોલા પાંચ રસકપુર વાલ ૪, રાળ તોલા પાંચ, માથાના વાળની રાખ તોલો અરધો, રેશમી કપડાની રાખ તોલો અરધ પીળીકોડી નંગ ૧ ની રાખ, મોરથુથુ વાલ ૨ બે ને ઘી તોલા ૧૦ દવા બધી વાટી પછી કુંપળા વાટવા ને પછી ઘી મેળવી મલમ કરવો. પછી લગાવવાથી લોહી તથા પરૂનો નીકાલ થઈ રૂઝ લાવશે.

**ના. ૨**—હીંગલો બાર આની ભાર, હીરાબોળ બાર આના ભાર, સફેતો બાર આના ભાર, બોદાર બાર આના ભાર, કાથો બાર આના ભાર મીણ દસ ભાર, ઘી વીસ ભાર, મીણ તથા ઘીનો મલમ કરી પછી ઉપરની દવા મેળવવી. પહેલાં જરા વ્રણ ઉપર મોરથુથુ લગાડવું. ને પછી મલમની પટી કરી મૂકવી.

**ના. ૩**—બોદાર બે પૈસાભાર, મસતકી, કપૂર, સીંદુર, રાળ, ને નગોડનો રસ એ દરેક અરધા અરધા ભાર લઇ તેને તેલ તથા મીણના મલમમાં મેળવી રાખી મૂકવું. પછી તેની પટી કરી લગાડવી.

# વાળો

આ એક જાતનો ધોળા રંગનો જંતુ છે. તેના ઇંડા ઘણું બારીક હોય છે ને તે પાણીમાં રહે છે. પાણીમાંથી ચામડીમાં પ્રવેશ કરે છે. કેટલાકને વાળો તરતો હોય ને ઘણા દિવસ સુધી તે જગ્યા એ પડયો રહે તોપણ કાંઈ ચિન્હ જણાતા નથી વખતે તે જગ્યાએ ચળ આવે છે. વાળાવાળા કેટલાક દરદીને આગમચથી શીળસ ઉપડે છે અને ઉલટી થાય છે. તેને આપણા લોકો વાળાલોચ કહે છે. જે જગ્યાએ વાળો નીકળવાનો હોય ત્યાં તે બટકા ભરતો હોય એમ લાગે છે અને ત્યાં ફરફોલો ઉપડે છે. એકાદ દિવસમાં તે ફુટે છે, ને વાળો બહાર નીકળે છે, કેટલાકને વાળો એની મેળે નીકળી જાય છે, ને કેટલાકને તે ઠેકાણે સોજો દુખાવો થઇ પાકી આવી ફુટે છે, ને અત્યંત વેદના થાય છે.

**ઉપાય**—ઘણી વેદના થતી હોય ને પાકતું હોય તો તેપર લીંબડાના પાનની પોટીસ મારવી.

**ના. ૧**—રીંગણા, લીંબડાના પાંદડા, કાળા ધંતુરાના પાન છુંદી બાફીને બાંધવા.

**ના. ૨**—સુખડ, કપુર, તથા અફીણ વાટીને પાણીમાં ચોપડવું

**ના. ૩**—કપુર, તથા ફટકડી માંખણમાં ચોપડવું.

**ના. ૪**—કબૂતરની ચરક ભાગ ૧, ને સાદો મલમ ભાગ ૮ મીલાવી પટી કરી મૂકવી.

**ના. ૫.**—મીણો હરમો ધુપેલ તેલમાં વાટી વાળા ઉપર ચોપડવું

**ના. ૬**—નાગલા દુધેલીના પાંદડા તથા ફટકડી એ બેને વાટી થેપલી કરી મુકવી પછી પાટો બાંધવો, પાટો ત્રણ દિવસે છોડવો એમ ત્રણ પાટા બાંધવા.

**ના. ૭**—બેરીપરબળીયાના પાંદડાના રસને તલના તેલમાં ગરમ કરી પકવવો અને તે તેલ વાળા ઉપર ચોપડવું.

# વિસ્ફોટક.

**નિદાન**—શરીર ઉપર નાના પીળા પરૂવાળા ફોડલાં થાય છે. આવા ફોડલા આખા શરીર ઉપર ફેલાઇ જાય છે. ફોડલા થોડા અને

છુટા છુટા હોય છે. અગર ઘણા હોય તો એક બીજા સાથે મળી જઈ ફુટીને પરુ નીકળે છે ને તેના ઉપર ભીંગડા વળે છે. અને ભીંગડા નીચે કચકચે છે. ઉપદંશને લીધે જે વિસફોટક થાય છે, તેના કરતાં આ વિસફોટક તદન જુદુંજ છે.

ઉપાય—પાણીમાં ધમાસો નાંખી ઉકાળી તે પાણીથી દીવસમાં એક અગર બે વખત સ્નાન કરવું.

ના. ૧—ગળજીભીના પાંદડા તોલો અરધો લઇ દશ રૂપીઆભાર પાણીમાં વાટી થોડી સાકર નાંખી પીઇ જવું.

ના. ૨—અનંતમૂળ, પટોળ એ દરેક અરધો તોલો તથા ઇંદ્રવરણનું મુળ તોલા ૦ા લઈ પાણી તોલા ૩૨ માં ઉકાળી તોલા ૮ રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પીવું.

ના. ૩—પટોળ, અરડુસો, ગળો, ગરમાળો, ખડસલીયો, વાવડીંગ અને મોથ એ દરેક અરધા અરધા ભાર લઈ પાણી તોલા ૩૨ માં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પીવું.

ના. ૪—આમળાં, બેડા, ગળો, પટોળ, હરડાં, લીંબડાનાં પાન અને અરડુસો આ દરેક અરધા અરધા ભાર લઇ ઉપર પ્રમાણે ઉકાળો કરી દીવસમાં ત્રણ વખત પીવું.

ના. ૫—હરડાં, બેડાં ને આમળાની રાખ કરવી પછી તેને ઘીમાં મીલાવી ચોપડવું.

ના. ૬—લીંબડાની લીંબોળીનું તેલ લગાડવું.

## શીળસ.

નિદાન—જેમાં પ્રથમ ચળ આવે છે, અને ખંજોળવાથી ચામડાં ઉપડી આવે છે શીળસ ઉપડવાથી ચહેરો અને આખું શરીર સૂજેલું દેખાય છે. તેની સાથે અતિશય ચળ તથા બળતરા થાય છે. શીળસ એની મેળે બેસી જાય છે પણ કેટલાકને બે ચાર દીવસ સુધી રહે છે અને પાછું થોડા થોડા દિવસને અંતરે ઉપડે છે.

કારણ—ખાટી અગર અજીર્ણ કરે તેવી ચીજ ખાવાથી તથા ખાટા ઘચરકાને લીધે થઇ આવે છે. ગળપણ, કાકડી વીગેરે ખાવા-

થી શીળસ ઉપડે છે. માંકડ, મચ્છર તથા જુ ઇત્યાદિ જંતુઓના કરડવાથી શીળસ ઉપડે છે.

સ્ત્રીઓને ગર્ભાશયની વ્યાધીથી શીળસ ઉપડે છે.

**ઉપાય**—જ્વર તથા અજીર્ણને લીધે શીળસ ઉપડયું હોય તો જુલાબ આપવો અગર ઉલટી કરાવવી. વીલાયતી મીઠાનો અગર મીંઢીઆવળનો જુલાબ આપવો.

**ના.૧**—કાળીજીરી, હરડાં. બેડાં ને આમળાં સરખે ભાગે લઈ તેનું ચૂર્ણ કરાવવું: **માત્રા** તોલા ાા.

**ના. ૨**—કાળીપાટ વાલ ૨ તીખાં વાલ ૨.

ઈંદરવરણાનું મૂળ વાલ ૨.

ઉપરની દવા પાણીમાં વાટી દીવસમાં બે વખત પીવું.

**ના. ૩**—કડુ ૧ તોલો, દેવદાર ૧ તોલો. મોથ તોલા ૨, અતિવિષ ૧ તોલો, ગરમાળાનો ગર તોલા ૩, આ દવાનાં પડીકાં ત્રણ કરવાં. હમેશાં એક પડીકું સવાશેર પાણીમાં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પીવું.

**ના. ૪**—પાપડીયો ખારો તથા ગોળનું પાણી કરી શરીરે ચોપડવું. તથા તીખાં ઘીમાં વાટી ચોપડવાં.

**ના. ૫**—સોમલ ૧ ભાગ, તથા કાળાં મરી ૬ ભાગ તેની રતી રતીની ગોળીયો વાળવી જૂના શીળસ ઉપર સોમલની ગોળી અકસીર ઉપાય છે. **માત્રા ગોળી ૦ાા ઘીમાં ખાવી.**

જુના શીળસ ઉપર, કવીનાઇન તથા લોહ પણ ફાયદો કરે છે. શીળસમાં બહુ ચળ આવતી હોય તો નીચેની ઇંગ્રેજી દવા લગાડવી.

**ના. ૬**—કપૂર ડ્રામ ૦ાા અરધો, કલોરલ હાઇડ્રેટ ડ્રામ અરધો, ગ્લીસરાઇન ડ્રામ એક, લાનોલીન ડ્રામ ૬ મીલાવી ચોપડવું.

**ના. ૭**—કારબોલીક એસીડ ડ્રામ ૧ થી ૨, ગલીસરાઇન ઔંસ ૧, પાણી ઔંસ ૩, રેકટીફાઇડ સ્પીરીટ ઔંસ ૨, મીલાવી ચોપડવું.

**ના. ૮**—લાઇકર પ્લંબીસબ એસેટેટીસ ડ્રામ ૨, ગ્લીસરાઇન ઔંસ ૧, પાણી ઔંસ ૫ મીશ્ર કરી ચોપડવું.

# શૂળ, (ચસકા) વા.

**નિદાન**—શરીરના કોઇપણ ભાગના તીક્ષણ દુખાવાને સૂળ કહે છે. તે એકાએક જોરમાં થાય છે અને તેજ રીતે શાંત થાયછે. અને ફરી ફરીને થાય છે. ઘણીક વાર જે ભાગમાં દરદ થયું હોય તેજ ભાગમાં દુખાવો થાય છે. પણ કેટલીક વાર દરદ થયું હોય તેનાથી છેટેના સારા ભાગમાં દુખાવો થાય છે. જેમકે દાંત સડવાથી માથું દુખે છે. સૂળની પીડા ઘણીજ દુખદાયક છે. પેટમાં, દાંતમાં, કાનમાં, પડખામાં, પેહુમાં ને કમરમાં એવી રીતે શરીરના જૂદાજૂદા ભાગમાં સૂળ નીકળે છે.

**કારણ**—શરદી અથવા ઠંડી, વરમ, નબળાઇ, ભિન્નગરો, સંધીવા અને માલેરીયાથી શુળ નીકળે છે.

ચસકાંવાળો ભાગ વખતે સુજી આવે છે. બહેરાશ મારે છે, સ્પર્શ સહન થતો નથી તેમાં ઝણુઝણાટી થાય છે તે ફરકે છે, ધ્રુજે છે વખતે લાલ થઇ આવે છે. અથવા ફીકો થાય છે, વખતે ગરમ થાય છે અને તે ફુટી નીકળે છે.

૧—મોઢાની આસપાસ, ગાલપર, દાંતમાં ચસકા નીકળે છે.

૨—કમર અથવા કુલામાંથી ચસકો આવે છે. તે હેઠ જાંગ પછવાડેના ભાગમાં ઘુટણ સુધી અગર પગની એડી સુધી પહોંચે છે તેને "રાંઝણ" કહે છે,

**ઉપાય**—ઇલાજ કરવામાં પહેલાં જે કારણ માલમ પડે તે તેનાથી અગર ઠંડીથી દુર રહેવું બનતા સુધી ગરમ કપડાં પહેરવાં ઝાડો સાફ લાવવા સારુ એક હલકો મીંઢીઆવળનો જુલાબ આપવો. દુધ વીગેરે પોષ્ટીક ખોરાક આપવો.

**ના. ૧**—નવસાર વાલ ૩, પાણી તોલા ૧૦ માં મીલાવી દીવસમાં ત્રણ વખત પાવું.

ગરમીના રોગની કાંઇ અસર હોય તો.

**ના. ૨**—પોટાસ આયોડીડ વાલ ૧—કરીયાતાનો કવાથ તોલા ૧૦ માં મીલાવી દીવસમાં ત્રણ વખત પીવું

**ના. ૩**—કોયદાન વાલ ૧—લાઇકર **આરસેનીક** ટીપાં ૮

પાણી તોલા ૧૦ માં મેળવી દીવસમાં ત્રણ વખત પીવું.

કેટલીકવાર દુખને ઠેકાણે જળો લગાડવાથી, ડામ દેવાથી રાઇ લગાડવાથી અગર શેક કરવાથી ચસકો દુર થાય છે. અફીણ, વછનાગ બેલાડોના, ક્લોરોફોર્મ વીગેરેના તેલ અગર લેપ મારવાથી અગર મલમ ચોપડવાથી આરામ થાય છે. ચાંપવાથી અગર વીજળી લગાડવાથી ચસકા મટે છે.

**ના. ૪**—લસણ એક ભાગ—પાણી આઠ ભાગ અને દુધ ચાર ભાગ એ પ્રમાણે નાંખી ઉકાળી જ્યારે દુધ બાકી રહે ત્યારે ઉતારી લઇ પાઇ દેવું.

આ દવા **રાંઝણ** ઉપર અકસીર ઉપાય છે.

# સળેખમ.

સળેખમનો **અનુભવ** નહીં હોય એવા થોડાંજ આદમી હશે. સળેખમ થતી વખતે બેચેની રહે છે, હાથ પગમાં કળતર થાય છે, કમર દુખે છે અથવા માથું ભારે થઇ જાય છે, નાકમાંથી પાણી નીકળવા માંડે છે, આંખમાંથી પાણી નીકળે છે, સાદ બેસી જાય છે, નાકમાં બળતરા થાય છે, ગળામાં દુખાવો થાય છે, થોડો ઘણો તાવ આવે છે તરસ લાગે છે ભૂખ મંદ પડી જાય છે,

બે ત્રણ દિવસમાં આ ચિન્હો ઓછા થઈ સળેખમ પાકી તથા મટી જાય છે અથવા તેનાંથી કફનું જોર વધીને બીજો મોટો વ્યાધી થાય છે.

સસણીનો રોગ અથવા ફેફસાનો વરમ થવા પહેલાં પણ કેટલીક વાર સળેખમ થાય છે.

**કારણ**—સળેખમ ઘણું કરી શરદીથી થાય છે. વીશેષ કરી હવામાં તથા પાણીમાં ઘણો ફેરફાર થવાથી સળેખમ થઈ આવે છે.

**ઇલાજ**—સળેખમનો ઉપાય કરાવવા સારૂ કોઈકજ વૈદ્યને ઘેર જતું હશે. બે ત્રણ દિવસમાં તે પોતાની મેળે મટી જાય છે, કોઈ કપાળે તથા નાકે શેક કરે છે, કોઇ લવીંગ વાટી ગરમ કરી કપાળ ઉપર ભરે છે.

એક હલકો જુલાબ આપવો તથા ગરમ પાણીનો બાફ લેવા-

થી સળેખમ મટે છે,

ના. ૧—અરણીના પાનનો રસ તોલો ૦।-તથા તીખાં વાલ ૨ વાટી પાણી નાંખી દીવસમાં બે વખત પીવું.

ના. ૨—આદુનો રસ તોલો ૦। તથા મધ તોલો ૦।।, પાણી તોલા ૫ માં મીલાવી પાઇ દેવું.

ના. ૩—બોરીંગણીના મૂળ તોલો ૦।। લઇ પાણી શેર પોણો મૂકી ઉકાળી તોલા ૧૦ રહે ત્યારે ઉતારી તેમાં મધ તથા પીપર નાંખી પાઈ દેવું. દીવસમા ત્રણ વખત પીવું.

ના. ૪—હરડે તથા સુંઠ સરખે ભાગે લઇ તેની ગોળી ચણા જેવડી વાળવી.

ના. ૫—અરડાની છાલની ગોળમાં ગોળી કરી આપવી.

ના. ૬—લસણની કળી ઉના પાણીમાં આપવાથી સળેખમ મટેછે.

# સાદ બેસી જવો (સ્વરભંગ.)

નિદાન—ગરમ ચીજ ખાવાથી, શરદી લાગવાથી, ગળાના મર્મસ્થાનમાં કાંઇ રોગ થવાથી સાદ બેસી જાય છે. તે સિવાઇ સાદ બેસી જવો એ ક્ષયનું એક ભયંકર ચિન્હ છે.

ઈલાજ—

ના ૧—આમળાને વાટી વસ્ત્રગાળ ચૂર્ણ કરવું માત્રા તોલો ૦। દુધમાં આપવું.

ના. ૨—એલચી, ચણીકબાવા તથા સાકર મોઢામાં રાખવા.

ના. ૩—અરડાની છાલ ઘીમાં તળીને મોઢામાં રાખવી.

ના. ૪—બ્રાહ્મીના પાંદડાં ઘીમાં તળીને મોઢામાં રાખવા.

ના. ૫—ક્ષયવાળાને સાદ બેસી ગયો હોય તો બ્રાહ્મી, વંજ, હરડે, અરડુસી અને પીપર આ બધા ઓસડ સરખે ભાગે લઇ તેનું વસ્ત્રગાળ ચૂર્ણ કરવું. માત્રા તોલો ૦। ટંક બેમાં મધ માં ચાટી જવું.

# (તીક્ષણ.) સંધિવા.

આ દરદમાં સાંધા અકડાઈ જાય છે તે ઉપરથી તેનું સંધિવા નામ પડયું છે. તોપણ સાંધા શિવાય સ્નાયુ. રકતાશય તથા બીજા

કેટલાક ભાગ ઉપર આરોગની અસર માલમ પડે છે,

**નિદાન**—પહેલાં એકાદ દિવસ થોડો તાવ આવે છે અને પછી તાવ વધી પડે છે. શરીર ઉપર પરસેવો વળે છે, માથું દુખે છે તરસ લાગે છે. ઝાડો કબજ રહે છે, તથા પેશાબ થોડો તથા લાલ રંગનો ઉતરે છે. પહેલું દરદ એકાદ સાંધામાં થાય છે જેવાં કે, ઘુંટણ, કોણી, કાંડાં ને ખંભો, પછી બીજા સાંધાની અવસ્થા પણ તેજ પ્રમાણે થાય છે. આ વખતે દરદીની સ્થિતિ ઘણીજ દુખદાયક થઈ પડે છે. હાથ પગના સાંધા રાતા થઇ સુજી આવે છે અને તેમાં એટલું તો દુખ થાય છે કે તેના ઉપર લુગડું પણ સહન થઇ શકતું નથી દરદને લીધે ઊંઘ પણ આવતી નથી. દરદી બીચારો હાથ પગ હલાવી શકતો નથી. અને લાકડાની માફક અકડાઇને પડ્યો રહે છે. તેને પરસેવો એટલો તો વળે છે કે તેની પથારી ભીંજાઈ જાય છે. તાવની ગરમી ૧૦૧ થી ૧૦૫ ડીગ્રી સુધી થઇ જાય છે.

આ દરદની એક એવી ખાસીયત છે કે એક સાંધામાંથી દરદ કમી થઈ બીજા સાંધામાં જાય છે. વળી ત્રીજા સાંધામાં અને વખતે ફરીને પહેલા સાંધામાં પાછું દરદ થાય છે. આ પ્રમાણે વાયુ ફરે છે. અને તેમાં કોઇ વાર તે રક્તાશય અને તેના પડમાં જાય છે ત્યારે રોગી ભારે જોખમમાં આવી પડે છે. માટે તિક્ષ્ણ સંધિવાવાળા દરદીનું રક્તાશય કેમ ચાલે છે તેનો હમેશાં તપાસ રાખવો. રક્તાશય ધમણની માફક ઘણા જોરથી તથા જલદ ચાલે છે. છાતી દુખે તથા બળે છે. દરદીનો ચહેરો ઘણો દુખદાયક થઇ પડે છે. રક્તાશયનું દરદ થયાથી રોગી બચે તોપણ તેની પછીની જીંદગી રોગિષ્ટ થઈ પડે છે. સંધિવામાંથી ફેફસા તથા મગજનોવ્યાધિ થઈ આવેછે.

સંધિવામાં મૃત્યુ થાય તો ઘણું કરી રક્તાશયના સંયુક્ત દરદથી થાય છે. સાધારણ સંધિવા બેથી ચાર અઠવાડીયામાં મટે છે ને ફરીથી ઉથલો મારે છે. એક વખત સંધિવા થયો એટલે ફરીને થવાની વકી રહે છે.

**કારણ**—સરદી અગર ભેજ લાગવાથી ઘણું કરીને ઉપડી આવે છે. સંધિવાનું મૂળ કારણ રક્તવિકાર છે. લોહીમાં કાંઇ બીગાડ

થવાથી આ રોગ પેદા થાય છે. ખટાશ ખાવાથી પણ સાંધા અક-ડાઇ જાય છે. ઉપદંસને લીધે સંધિવા થાય છે.

**ઉપાય ના. ૧**—એખરાનું મૂળ તોલો ⊂ા, તથા કેરડાના મૂળની છાલ તોલો ⊂ા લઇ પાણી શેર ⊂ાાા મૂકી ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી દીવસમાં ત્રણ વખત પીવું. દસ્ત સાફ રહે માટે મીંઢી વીગેરેનો જુલાબ લેવો. સાંધા દુખતા હોય તેને માટે સાંધાને ગરમ પાણીમાં અફીણ તથા પાપડખાર નાંખી તે ગરમ પાણીથી શેક કરવો. પછી તેના ઉપર રૂ મૂકી ફલાલલથી સાંધાને વીંટી લેવો. ખોરાક સાદો તથા હલકો રાખવો સાકર, ખાટા પદાર્થ તથા દારૂ પીવો નહીં કપડાં ગરમ રાખવાં, પવન અને ઠંડીથી દુર રહેવું. તરસ બહુ લાગે તો પાણીમાં સોડા (પાપડ ખાર) નાંખી પીવું તથા સુરોખાર શેર એક પાણીમાં તાલો દોઢ નાંખી તરસ લાગે ત્યારે પીવું.

**ના. ૨**—એરંડાનાં મૂળ તોલા ૪, સુંઠ તોલો ૧, પાણી તોલા ૩૦ માં ઉકાળી ચોથો ભાગ રહે ત્યારે ઉતારી તેમાં જવખાર તોલો પા તથા એરંડીયું તોલા બે મેળવી સવાર સાંજ પીવું.

**ના ૩—મહારાસ્નાદિ કવાથ**—ધમાસો, ખપાટ, એરંડમૂળ દેવદાર, કચોરો, વજ, અરડુસો, સૂંઠ, હરડા, ચવક, મોથ, સાટોડી, ગળો, વરીયાળી, ગોખરૂ, ઘોડાઆસંદ, અતિવિષની કળી, ગરમાળાનો ગોળ, સતાવરી, પીપર, ધાણા, ભોરીંગણી, અને મોટીરીંગણી આ સર્વે અકેક ભાગ તથા રાસ્ના બે થી ત્રણ ભાગ લઇ તેમાંથી હમે-શાં ચાર તોલાનો કવાથ કરી સવાર, સાંજ પીવો.

**ના. ૪—રાસ્નાષ્ટક**—રાસ્ના, ગળો, ગરમાળાનો ગોળ, દેવ-દાર, ગોખરૂ, પોખર મૂળ, સાટોડી અને સૂંઠ એ સરવે સરખે ભાગે લઇ તેમાથી હમેશાં ચાર તોલાનો કવાથ કરી સવાર, સાંજ પીવો

**ના ૫**—સુવા, દેવદાર, કઠ અને સીંધાલુણને—આકડાના દૂધમાં મેળવી સાંધા ઉપર લેપ કરવો.

**ના ૬**—હીંગ, સૂંઠ, સીંધાલુણ અને જવ, આ બધાના ચૂર્ણને આકડાના દુધ સાથે લેપ કરવો.

**ના. ૭**—સરગવાની છાલ, ધતુરાના પાન, અફીણના ડોડવા,

ચણ, સરશવ અને વછનાગ આટલી ચીજો સરખે ભાગે વાટી. તેનો લેપ સાંધા ઉપર કરી પાટો બાધવો

# જૂનો સંધીવા

કેટલીક વાર તીક્ષ્ણ સંધીવા થઈ ગયા પછી ઘણા કાળ સુધી સાંધા અગર શરીરના બીજા ભાગમાં દરદ થયા કરેછે તેને જૂનો સંધિવા કહેછે. જૂનો સંધિવા આપો આપ પહેલાં તીક્ષ્ણ થયા વિના પણ થાય છે. તે લાંબા કાળ સુધી દુખે છે. અને દવાને ગણકારતો નથી. કોઇ વાર સાંધાની અંદર એટલો તો ફેરફાર કરી મેલેછે કે તે સાંધો નિરૂપયોગી થઇ પડે છે.

ઉપદંશ એટલે ચાંદી થયા પછી પણ સંધિવા થાય છે. તેના ઉપચાર ઉપદંશના વિષયમાં બતાવ્યા પ્રમાણે કરવા.

પરમીયો થયા પછી પણ સંધિવા થાય છે—કોઇવાર કમરમાં કોઈવાર પીઠ ઉપર અગર ગરદનમાં દરદ થાય છે. કમરમાં દુખતું હોય તો વાંકુ વળી શકાતું નથી ગરદન દુખતી હોય તો ડોક સજડ થઇ જાય છે. એ પ્રમાણે ઠેકાણે ઠેકાણે દરદ થાય છે. ઠંડી અને શરદીના વખતમાં વધારે જોર કરે છે. તેથી રાતે ઉંઘપણ આવતી નથી. પવનને લીધે ડોક અથવા વાંસો રહી જાય છે, તેને આપણે વા ભરાયો એમ કહીએ છીએ.

આ દરદ ઘણીવાર મટે છે ને ફરીથી થાય છે. અને દરદી બીચારો લાંબા વખત સુધી વેદના ભોગવે છે. ઘણો થાક લાગવાથી બહુ મહેનત કરવાથી અગર એકજ સ્થિતિમાં પડી રહેવાથી શરીર ઝલાઇ જાય છે.

ગર્ભાશયની વ્યાધિને લીધે સ્ત્રીઓની કમર ઝલાઇ જાય છે ને તે ઘણું કરી સુવાવડમાંથીજ થાય છે.

**ઇલાજ**—પહેલાં ઝાડો સાફ ઉતરે એવા ઇલાજ કરવા તે સારૂ વીલાયતી મીઠું અગર મીંઢીઆવળ આપવી.

**ના ૧**—વ્યોષાદિચૂર્ણ–સુંઠ, મરી, પીપર, હરડાં, બેડાં, આમળાં, એળચી, મોથ, વાવડીંગ ને તમાલપત્ર એ દશ ઓસડો એક એક તોલો લવીંગ ૧૦ તોલા તથા નસોતર ૨૦ તોલા આ સરવે દવાનું બારીક ચૂર્ણ

કરી એકત્ર કરવું.

**માત્રા તોલો ૦। થી ૦॥ સાકર સાથે સવાર સાંજ લેવું. આથી** દસ્ત સાફ આવશે ને સાંધા છુટી જશે.

**ના ૨**—રાસ્ના, વજ, નાગરમોથ, દેવદાર, હરડાં પોખરમુળ, સુંઠ, ગળો, અરડુસો, ધમાસો, અજમો અને અતિવિષ સરખે ભાગે લઇ તેમાથી ચાર તોલાનો ક્વાથ કરી સવાર સાંજ પીવો.

આ દરદ જલદી મટતું નથી, તેમજ સર્વને એકજ ઉપાય લાગુ પડતો નથી. માટે યોગ્ય રીતે ઓસડમાં ફેરફાર કરવો પડે છે. દુખતું હોય ત્યાં શેક કરવો.

ગરમ કપડાં તથા મોજાં પહેરાવવાં અને પવનના ઝપાટાથી તથા સરદીથી દુર રહેવું. હવા તથા પાણી બદલાથી ઘણીવાર ફાયદો થાય છે.

કેરોસીનનું તેલ, રોસાનુ તેલ, કાયાકુટીનું તેલ ચોપડવાથી સાંધાનું દરદ ઓછું થાય છે.

**ના. ૩**—ટરપીન તેલ ૧) ભાગ, કપૂર ૧ ભાગ, તલનું તેલ ચાર ભાગ મીલાવી ચોપડવું.

**ના. ૪—યોગરાજ ગુગળ**--પીપર, અજમો, કાળીજીરી, ચિત્રક, પીપરીમુળ, વરીયાળી, વાવડીંગ, જીરૂં, દેવદાર, ચવક, એલચી, સિંધાલુણ, રસ્ના, સુંઠ, ગોખરૂ, ધાણા, હરડાં. બેડાં. આમળાં, નાગરમોથ, મરી, વાળો, જવખાર, તજ, તમાલપત્ર, અને તાલીસપત્ર આ બધી ચીજો સરખે ભાગે લઇ તે બધાની બરોબર ગુગળ નાંખીપછી તેની અંદર ઘી નાંખી હલાવવું અને એક દિવસ રાખી મુકવું જે તૈયાર થાય તે યોગરાજ ગુગળ. માત્રા તોલો ૦॥

સંધિવા, પક્ષઘાત, અડદીયોવા અને કટીશુળ વીગેરે પર ઘણી સારી અસર કરે છે.

**ના ૫—રાસ્ના ગુગળ**—રાસ્ના, સુંઠ, એરંડાનું મુળ, દેવદાર અને ગળોનું સત્વ એકેક ભાગ લઈ તેના કુલ વજને ગુગળ મેળવી ઘી અગર મધની સાથે બોર જેવડી ગોળી વાળવી. **માત્રા તોલો ૦.**

**ના. ૬—અમૃતા ગુગળ**—ગળો, પટોળ, ત્રિફળા, ત્રિકટુ અને વાવડીંગ આ બધાની બરોબર ગુગળ લઇ મેળવવો. તેની અંદર ઘી નાંખી ખુબ હલાવવું. માત્રા તોલો ૦॥

**નો. ૭—ષડઅગુગળ**—હરડાં, બેડાં, આંમળા, પટોળમૂળ, લીંબડાની છાલ, અને અરડુસીના પાંદડા આ દરેક તોલો ૦ા લઈ તેનો ક્વાથ કરી તેમાં ગુગળ વાલ ૨ નાંખી સવાર સાંજ પાવું

**નો. ૮—લસણુપાક**—લસણુની ગંધ ઓછી કરવા સારૂ લસણુને એક રાત દહીંમાં પલાળી રાખવું પછી સવારે તેમાંથી કાઢી લઈ વાટવું. તેમાંથી ૬૪ તોલા લસણુ લઈ ચારગણા દુધમાં ખુબ ઉકાળવું સારી પેઠે દુધ બળી જાય ત્યારે તેમાં સોલ તોલા ઘી તથા રાસ્ના, સતાવરી, અરડુશો, કચોરો, સુંઠ, દેવદાર, ચિત્રક, અજમો સુવા, હરડાં, બેડાં, આમળાં અને વાવડીંગ એ દરેક દવાનો એકેક તોલો લઈ ચૂરણ કરી તેમાં નાંખવું પછી ઠરવા દઈ તેમાં સોળ તોલા મધ અને સોળ તોલા સાકર નાંખી પાક તૈયાર કરવો માત્રા તોલો ૧ થી ૨.

**નો. ૯—એરંડપાક**-૬૪ તોલા એરંડીના બીજ લઈ તેથી આઠગણા દુધમાં ઉકાળવા. અરધું ઉકળી રહ્યા પછી તેમાં ૩૨ તોલા ઘી, ૧૨૮ તોલા સાકર તથા સૂંઠ, મરી, પીંપર, તજ, એલચી, તમાલપત્ર, નાગકેશર, પીપરીમૂળ, ચવક, ચિત્રક, વરીયાળી, સુવા, કચોરો, જીરૂ, કાળજીરૂ, ખપાટ, વાવડીંગ, પોખરમૂળ, પહાડમૂળ, ગોખરૂ ત્રિફળા અને સતાવરી એ દરેકનો એકેક તોલો ચૂર્ણ મેળવી સારી પેઠે કઢાઇને પાક થાય ત્યારે ઉતારી લેવો માત્રા તોલો ૨ થી ૩

કેડનો વા, ગુલ્મ વા. શુળ અને સોજા ઉપર આ પાક સારી અસર કરે છે.

• સુવાવડનો વા ( સુતીકા વા ) ની દવા પ્રસુતી થયા પછી દશ દિવસે દવા આપવી.

**નો. ૧૦**—સુંઠ તોલા ૧૦, મેથી તોલા ૧૦, ગંઠોડા તોલા ૩, તીખાં તોલા ૩, જાયફળ તોલા ૩, લવીંગ તોલા ૩, કાંટાળીમાયા તોલા ૩, કરમકસ તોલા ૩, મોચરસ તોલા ૩, વાવડીંગ તોલા ૩, વાપુંભા તોલા ૩, શાયફળ, મોથ અને આસંધ એ દરેક ત્રણ ત્રણ તોલા કેશર તોલો ૧, એલચી તોલા ૬. પીસ્તાં તોલા ૧૫, બદામના મીંજ શેર સવા, ટોપરૂં તોલા ૨૦, ગોળ શેર અઢી

જૂના. સાકર શેર અઢી, દુધ શેર પાંચ અને ઘી શેર બે.

પહેલ વહેલાં મેથી દાણાનો લોટ કરી દુધમાં પલાળી તેનો માવો કાઢી તે માવો ઘીમાં શેકવો. ને શેકાઇ રહે ત્યારે તેમાં ટોપરૂ, એલચી, બદામ, કેશર અને પીસ્તા સીવાય બાકીની ચીજનું ચૂર્ણ કરી ઉપરના શેકેલા માવામાં નાંખવું. પછી સાકરની ચાસણી કરી તેમાં ગોળ નાંખવો. પછી તેમાં શેકેલો માવો તથા, ટોપરૂ, પીસ્તા, એલચી, કેસર અને બદામ વીગેરે તમામ ભેગું કરી તેના લાડવા તોલા ૧૦) ના વાળવા. તે લાડવા ઉપર રૂપાના વરગના પાના ચડાવવા. તેમાંથી એક લાડવો હમેશાં ખાવો

# ઈંગ્રેજી દવા.

**ના. ૧૧**—પોટાસ આયોડીડ વાલ બે, સારસાપરેલાનો કવાથ આંઉસ ૪ માં મેલવી દીવસમાં ત્રણ વખત પીવું.

**ના. ૧૨**—પોટાસ આયોડીડ વાલ અઢી અને કરીઆતાનો ઉકાળો તોલા ૧૦ માં મેળવી દીવસમાં ત્રણવાર પીવું.

# હરસ.

**નિદાન**—ગુદાના મુખ આગળ. એક જાતના નાના નાના મસાઓ થાય છે તેને હરસ કહે છે. હરસ બે જાતના થાય છે, એક બહારના ને બીજા અંદરના. અંદરના હરસમાંથી લોહી નીકળે છે તેને દુઝતા હરસ કહે છે. બહારના હરસ કોઇ વખત દુઝતા નથી, જ્યારે ગુદાની અંદર ઘણોજ લોહીનો જમાવ થાય છે અગર પાક ઉપર આવે છે ત્યારે બેહદ પીડા થાય છે. ગુદાની અંદર બળતરા અને શુળ નીકળતું હોય એમ લાગે છે. તથા ઝાડે જતાં બહુ મહેનત પડે છે. પેટમાં વીંટ આવે છે. વાંસામાં અને સાથળમાં પીડા થાય છે. ઝાડે જતી વખતે મસાનો ભાગ છોલાય છે, તેથી લોહી નીકળે છે. આ પીડાને લીધે દરદી વખતસર ઝાડે જતો નથી તેથી મળ સુકાઈ જાય છે. તેથી ઝાડો ઉતરતાં બમણી પીડા થાય છે. પહેલાં ઝાડો ઉતર્યા પછી બેચાર ટીપાં લોહી ના પડે છે. કિંવા મળની સાથે એક બાજુએ લોહીનો ડાઘ પડે છે, કોઇ વખતે લોહી

કેટલાક તોલા અગર શેર પણ પડે છે. જ્યારે લોહી થોડું પડે છે. ત્યારે દરદીને દુખાવો વીગેરે જે પીડા થાય છે તે શાંત પડે છે, પણ જ્યારે ઘણું લોહી પડે છે. અને થોડા વખતને અંતરે લોહી પડયા કરે છે ત્યારે શરીર ઉપર તેની ઘણીજ માઠી અસર જણાયા વગર રહેતી નથી. લોહી પંદર દિવસે અગર મહિને પડે છે. અથવા ચાર છ મહીને લોહી પડે છે અથવા થોડું ઘણું હમેશ લોહી જારી રહે છે. એક વખતે ઘણું લોહી પડે તેના કરતાં થોડું થોડું લાંબી મુદત સુધી લોહી પડયા કરે તેથી વિશેષ હાની પહોંચે છે.

દરદી ફીકો પડી જાય છે, માથું દુખે છે, છાતીમાં ધબકારો થાય છે અને કોઈ વખતે નબળાઇને લીધે ફેર અને મૂર્છા આવે છે,

હરસ તાજા હોય અને તેની સંભાળ લેવામાં આવે તો તદન મટી જાય છે, પણ કાંઇ મુદત વીતા પછી સારા થવાની વકી રહેતી નથી.

ઇલાજ—દરદીને સારો ખોરાક આપવો. મસાલો, મરચાં, તથા ગરમ પદાર્થથી દુર રહેવું. શરીરને જોઇતી કસરત આપવી. ઘણો વખત બેસી રહેવાને બદલે સારી હવામાં ફરવું. ઝાડો હમેશાં સાફ રહે તે સારૂ હલકા જુલાબ લેવા કાળા મરી હરસ ઉપર સારી અસર કરે છે. માટે તેનો મુરબો આપવો. હલકા જુલાબમાં હરસને માટે એરંડીયું તેલ, ગંધકના ફુલ, હીમેજ અને સોનામુખી એ ઉપયોગી છે. હરસને માટે સખત જુલાબ લેવા નહીં.

ના. ૧—કાળાં મરી ૫) તોલા, સુવા તોલા ૭॥, અને મધ તોલા ૧૫) માં મીલાવી રાખવું. માત્રા તોલો ૦॥ થી ૦॥।.

ના. ૨—ગંધકનાં ફુલ તોલા ૧૦) નારંગીનો સરબત તોલા ૧૦) ક્રીમ ઓફ ટારટર તોલા ૨॥) પલવીસ ટ્રૂગેકેન્થા વાલ ૩, બધી દવા મીલાવી દેવી. માત્રા તોલો ૦। થી ૦॥.

ના. ૩—સોનામુખીનો ભૂકો ૭ આંઉસ, ધાણાનો ભુકો ૩ આંઉસ, અંજીર ૧૨ આંઉસ, આંબલી ૯ આંઉસ, ગરમાળાનો ગોળ ૯ આંઉસ, જેઠીમધનો શીરો ૧ આંઉસ આલુબુખાર ૬ આંઉસ અને ચોખું પાણી ૭૫ આંઉસ, અંજીર અને આલુબુખારને ૨૪ આંઉસ પાણીમાં ચાર કલાક ઉકાળી જેટલું પાણી બળી જાય તેટલું

પાણી ફરીથી ઉમેરી આંબલી ને ગરમાળો મેળવી બે કલાક રાખી ચારણીમાંથી ગાળી લેવું પછી તેમાં સાકર ને જેઠીમધ નાંખી ધીમા આંચથી ઓગાળવું છેવટે સોનામુખી ને ધાણા નાંખી ઓગાળવું. માત્રા તોલો ૦ાા થી ૧.

ના. ૪—રસવંતી તોલો ૧) મજીઠ તોલો ૧) વરીયાળી તોલો ૧) વાંસકપુર તોલો અરધ, સાકર તોલા ૪, સુરોખાર, હજરતબોર, પાખાણભેદ એ દરેક એકેક તોલો લઈ તેનું વસ્ત્રગાળ ચૂરણ કરવું માત્રા તોલો ૦ા સવારે ને તોલો પા સાંજે ખાવું. કરી—ખટાશ, લીલી મેથી, રીંગણાં, તેલ, લસણ, મરચું, વઘારણી અને ટાઢું અન્ન ખાવું નહીં. તથા ખારેક ખાવી નહીં.

લોહી પડતું હોય ત્યારે આ દવા અપાય છે.

ના. ૫—નાગકેસર તોલો ૧, ઈંદરજવ તોલા ૨, જીરૂં તોલા ૩, સાકર તોલા ૪, ખાંડી વસ્ત્રગાળ ચૂરણ કરવું. માત્રા તોલો ૦ાા થી ૦ાા.

ના ૬—જાયફળ તોલો ૧, સાકર તોલો ૦ાા મીશ્ર કરવું. માત્રા તોલો ૦ા મીઠા સાથે આપવું (લોહી બંધ થશે)

ના. ૭—ચણીકબાબ તોલા ૨, મધ તોલા ૨, મરી તોલો ૦ા, સુવા તોલા ૧. માત્રા સવાર સાંજ ૦ાા તોલો આપવું.

ના ૮—ગાયાની ભુકી ૧ તોલો, અફીણ ૦ાા તોલો, માખણ ૩ તોલા મીલાવી રાખવું. અંદરના હરસ બહાર આવતા હોય તેને તથા બહારના મસાને આ મલમ લગાડવો.

ના. ૯—સાકર તોલા ૯, સફેદ કણોરી તોલો ૦ાા, સુરણનો કંદ તોલા ૨ાા, નાગકેસર તોલો ૦ાા ઉપર લખેલી દવાનું ચૂરણ કરી મધ અથવા માખણમાં ચાટવું. માત્રા ૫ થી ૧૦ વાલ.

ના. ૧૦—ઘીમાં તળેલી હીંગ, વરીયાળી અને સાકર સરખે ભાગે લઈ ચૂર્ણ કરવું માત્રા તોલો ૧.

હરસ બહુ સુજી આવ્યા હોય તો દરદીએ બીછાનામાં રહેવું, પોટીસ મારવી, ખસખસના ડોડવા ગરમ પાણીમાં નાંખી તેનો શેક કરવો, ગરમ પાણીમાં બેસવું, વીલાયતી મીઠાનો અગર એરંડીયાનો જુલાબ લેવો.

# હડકવા.

**નિદાન**—હડકવા થવાનો સમય આવે ત્યારે પહેલાં બે ચાર દિવસ માણસને શરીર ભાંગે છે. નિદ્રા બરાબર આવતી નથી, ભૂખ લાગતી નથી, માથું દુખે છે. ત્યાર પછી આંખો ચકડોળ ફરે છે, ગરદન દુખવા માંડે છે મોંમાંથી લાળ નીકળે છે, ખોરાક અને પાણી ગળવું મુશ્કેલ થઇ પડે છે, અને ચહેરો ભયભીત થઇ જાય છે શ્વાસ મુંઝાય છે, ને મોઢામાંથી થુંક ચીકણું થઇ જાય છે. અને તે ઘણી વખત ખોંખારા મારી થુંકવું પડે છે, ઊંઘ આવતી નથી ને તેની સાથે વિચિત્ર પ્રકારના ભ્રમ ઉત્પન્ન થાય છે. બીજે દિવસે દરદીની અવસ્થા દુખદાયક થઈ પડે છે. તરસ ઘણી લાગે છે પણ દરદી પાણી પી શકતો નથી. પાણી લઇ પીવાની મહેનત કરે તો જાણે એકદમ શ્વાસ બંધ થઇ તે મુંગળાઇ જઈ પ્રાણ નીકળી જતો હોય તેમ દરદી થઇ જાય છે. આંચકીની માફક શરીર ખેંચાય છે પાણી પીવાથી, પાણીને અડવાથી, પાણીમાં મોઢું જોવાથી, અરીસામાં મોઢું જોવાથી, તેમજ વખતે પાણીનો અવાજ સાંભળવાથી અગર પવનથી પણ કમ કમાટી અથવા ધ્રુજારો થાય છે ને આંચકીની માફક કંપાવા થઇ જાય છે, તેથી દરદી પાણીથી ઘણોજ ડરે છે. ગમે તેવી તરસ લાગે તો દરદી પાણીનું પણ એક ટીપું મોઢામાં મૂકવા હીમત ચાલતી નથી. પેશાબ થોડા થોડો થાય છે. દરદી સાવધ હોય છે. પણ ચહેરો ઘણોજ ફિકર મંદ જણાય છે. મોટા અવાજ, ઉજાશ અને સ્પર્શ સહન થઇ શકતાં નથી. છેવટે તેને ભ્રમ થાય છે, અને તે બકેછે અગર તોફાન કરે છે અને વખતે કરડવાને ધસે છે, પછી થાકીને લેવાઈ જાય છે, અને બેશુધ થઇ મૃત્યુ શરણુ થાય છે; હડકવા શરૂ થયાથી તે એક, બે થી ચાર પાંચ દિવસમાં છેવટ આવે છે, હડકવા થએલો આદમી ભાગ્યેજ બચે છે.

**કારણ**—કુતરા, વરૂ, શિયાળ, વાઘ અને બિલાડી વીગેરે જાતના જનાવરોને આ રોગ વધારે થાય છે તેના કરડવાથી, માણસ, ઢોર અને ઘોડા વીગેરે બીજા જનાવરોને પણ આ રોગ પેદા થાય છે. માણસને ઘણું કરી હડકાયાં કુતરાં અને શિયાળ અગર વરૂના કર-

કવાથી આ રોગ ઉત્પન્ન થાય છે. જ્યારે કુતરાને આ રોગ થાય છે, ત્યારે તે પોતાની પુંછડી પછવાડેના બે પગ વચ્ચે ઘાલી અહીંથી તહીં દોડ દોડ કરેછે ભસ્યા કરે છે, અગર ચુપચુપ જેને તેને કરડવા ધસે છે, મોઢામાંથી લાળ વહે છે, ખાવું પીવું છોડી દે છે. બીજા કુતરાં સાથે રહેતું નથી તથા તેમને કરડે છે. આ પ્રમાણે બે ચાર દિવસ રઝળીને મૃત્યુ પામે છે.

હડકાયું કૂતરૂં આદમીને કરડયા પછી આ દરદ તરત ઉત્પન્ન થતું નથી, ઘણું કરી બે ચાર અઠવાડીયામાંથી અગર બે ચાર મહીના વીત્યા પછી તે ઉત્પન્ન થાય છે કોઇ વાર એકાદ વરસ નીકળી જાયછે અને એકાદ અઠવાડીયામાં પણ તે જણાઈ આવે છે.

ઉપાય—હડકવા થયા પછી તે ખાઈ શકતો નથી માટે પાતળા ખોરાકની પૂંઠેથી પીચકારી મારવી. દરદીને એક અંધારી કોટડીમાં રાખવો તથા પાસે કાંઈ અવાજ ઘોંઘાટ થવા દેવો નહીં, ઘણુ આદમીએ પાસે જવું નહીં આ દરદ માટે ચોકસ ઈલાજ મળી આવ્યો નથી.

**ના. ૧**—ઉંદરની લીંડી તથા દેશી ગોળ સરખે ભાગે લઇ તેની ચણીયા બોર જેવડી ગોળી વાળવી માત્રા ગોળી ૧ થી ૩

**ના. ૨**—કડવી તુંબડીનો ગર તોલા ૫ તથા કંકોડી તોલા ૫, એ બેને વાટી ભેંસની છાશ શેર સવામાં ઉકાળી અરધ રહે ત્યારે ઉતારી તેમાંથી થોડું થોડું પાવું. ઉપર જુના ચોખા રાંધી માંહે દહીં નાખી પાઇ દેવું.

**ના. ૩**—ઈંદરામણનો ગરભ તોલો ૧, ગોળ તોલા ૨॥ ગોળી ત્રણ કરવી. હમેશાં એક આપવી.

**ના. ૪**—કુકડવેલના પાનનો રસ તોલો ०॥ પાણીમાં દેવો.

## હેડકી.

**નિદાન**—અજીર્ણને લઇને હેડકી ઉપડે છે. ગર્ભે રહેવાથી તેમજ હીસ્ટીરીયામાં હેડકી ઉપડે છે, સનિપાતમાં આખરના ચિન્હ તરીકે હેડકી થવી એ ઘણુંજ ભયંકર ચિન્હ છે ક્ષીણ થએલા અને ઘણા વૃધ માણસને હેડકી લાંબા વખત સુધી રહે છે,

**ઉપાય—ના. ૧**—હેડકી ઉપર ચલમ ઘણી વાર તરત ફાયદો

[illegible] ચલમમાં, મઠ, અડદ, ગાંજો, તમાકુ, પીપર, એલચીના ફોતરા તથા નાળીયેરના છોતાનો ભૂકો કરી ચલમમાં પીવાથી હેડકી મટે છે.

ના. ૨—આમળાં, સુંઠ તથા પીપરનો કવાથ કરી આપવો.

ના. ૩—વાત્રભસ્મ, કડુ ને ગેરૂ સરખે ભાગે લઇ બીજોરાના રસની ભાવના દઇ માત્રા રતી બે મધની સાથે આપવું. આથી ત્રિદોષની હેડકી બેસે છે.

ના. ૪—અશેળીયો તોલો ૦। લઈ તેને આઠ ગણા પાણીમાં પલાળી ચોળવાથી તેનો ચીકણો લુવાબ થશે પછી પીઇ જવું.

## ઇંગ્રેજી દવા.

ના. ૫—કલોરોડાઇન ટીપાં ૩૦, સ્પીરીટ કલોરોફોર્મ ડ્રામ એક ટીંચર ડીજીટેલીસ ટીપાં ૩૦, ખાંડી ડ્રામ બે પાણી ઓંસ ૩ મીશ્ર કરી ત્રણ વખત પાવું.

ના. ૬—એસીડ સલફ્યુરીક ડીલ્યુટ ટીપાં ૩૦, ટીંચર ડીજીટેલીસ ટીપાં ૩૦, સ્પીરીટ કલોરોફોર્મ ડ્રામ એક, પાણી ઓંસ ૩ મીશ્ર કરી દીવસમાં ત્રણ વખત આપવું.

## હિસ્ટીરીઆ.

લક્ષણ—હિસ્ટીરીયાનાં લક્ષણ તરેહવાર હોય છે. તેનું મુખ્ય ચિન્હ ખેંચતાણ છે. આ ખેંચતાણ ઉંઘમાં થતી નથી બીજા લોકો હોય ત્યારે થાય છે અને તે ધીમે ધીમે થતી જણાય છે. દરદી પહેલાં હસે છે. બકે છે. ડચકાં ભરે છે, અને વખતે ગોળો પણ ચઢે છે, તાણની વખતે શુધી હોતી નથી. કોઇને તાણ થોડી ને કોઇને ઘણીજ, તાણ આવે છે. હાથ પગ અફળાય છે. ને દરદી પછાડા મારે છે. દાંત ખીલી બેસી જાય છે, દમ ઘુંટાય છે. રાડો પાડે છે. તાણ બંધ થતી વખત બગાસાં, અથવા ઓડકાર આવેછે.

હિસ્ટીરીયાવાળી સ્ત્રીને અજીર્ણ, ઉલટી, અમ્લપીત, ઓડકાર, ઝાડાની કબજીયત, ચુંક, ગોળો, ઉધરસ, દમ, બહુ આર્તવ નષ્ટાર્તવ પેશાબે ગરમી આદિ વિવિધ પ્રકારના લક્ષણ થાય છે.

કારણ—ખાસ કારણ તેનું મળતું નથી. પુરૂષ કરતાં સ્ત્રી જાતીમાં આ રોગ વધારે થાય છે. દસ્તાનના વિકાર, ગર્ભાશય તથા ખોપરીનાં દરદ. ફીકર, બીક, શોક ઈત્યાદિ કારણોથી હિસ્ટીરીયા થઈ આવે છે.

ઇલાજ—આ દરદ માટે વધારણી બહુ વખણાય છે.

ના. ૧—વધારણી તથા હીરાબોળ સરખે ભાગે લઈ તેની ગોળમાં બએ વાલની ગોળીઓ વાળવી માત્રા ગોળી ૧ થી ૨ તન તથા મનને કસરત આપવી, મન ખુશીનાં રહે તેવી રીતે વાંચવું તથા રમુજ કરવી, દરદીને હીમ્મત આપવી ટાઢુ પાણી માથા ઉપર રેડી હમેશાં નહાતું, ને હમેશાં ઝ.ડો સાફ લાવવાનો યત્ન કરવો. તે સારૂ વીલાયતી મીઠું આપવું.

મન કબજે રાખવું, મનને કામકાજમાં પરોવવું, પરણવાથી અથવા સ્ત્રીને બચ્ચું અવતરવાથી આરામ થાય છે.

જ્યારે હિસ્ટિરીયા જણાય ત્યારે મોઢા ઉપર ટાઢું પાણી છાંટવું, દાંત ખીલી બેસી જાય તો નાક ને મોઢું થોડી વાર બંધ રાખવું એટલે દાંત ઉઘડી જશે. પગ ઉપર રાઈ લગાડવી, અને પાણી પીવા આપવું.

જો શરીર ફીકું પડી ગયું હોય તો "ગજવેલની" ભસ્મ આપવી. માત્રા રતી ૧ થી ૨ મધમાં આપવી.

સ્ત્રીને દસ્તાન બંધ હોય તો દસ્તાન આવે તેવા ઉપાય કરવા.

# ક્વાથ બનાવવાની રીત.

એક ભાગ ઓસડ લઇ તેને સોળગણા પાણીમાં મેળવી એક અટોડીના વાસણમાં ઊકાળવું અને આઠમો ભાગ રહે ત્યારે ઉતારી લેવું. કેટલાક સોળગણા પાણીને બદલે આઠગણું પાણી મુકી ઉકાળવામાં આવે છે. અને ચોથો ભાગ પાણી રહે ત્યારે ઊતારી લેવા માં આવે છે. કેટલીક વખત સવારે કાઢો કર્યા પછી જે ઉકાળેલું ઓષધ બાકી રહે છે. તેમાં નવું પાણી નાંખી સાંઝે પાછું ઉકાળવામાં આવે છે. તેને પરકાઢો કહે છે ક્વાથની માત્રા ૪ તોલાની હોય છે.

## ઔષધનું વજન.

| | |
|---|---|
| ૧ ઘઉંભાર=૧ ગ્રેન. | ૬ ગ્રેન=૧ વાલ. |
| ૨ ગ્રેન=૧ રતી. | ૬૦ ગ્રેન=૧ ડ્રામ. |
| ૩ રતી=૧ વાલ. | ૮ ડ્રામ=૧ આંઉસ. |
| ૪ વાલ=૧ બેઆનીભાર. | ૧૬ આંઉસ=૧ પાઉંડ. (સુમારે રતલ.) |
| ૧ તોલો=૧ રૂપીયાભાર. | |

## પ્રવાહી દવા માપવાનું વજન.

| | |
|---|---|
| ૧ મીનીમ=૧ ટીપું. | ૬૦ ટીપાં=૧ ડ્રામ. |
| ૮ ડ્રામ=૧ આંઉસ. | ૧૬ આંઉસ=૧ પાઉંડ. |

દવાની માત્રા લખી છે ત્યાં ઘણું કરી પુખ્ત ઉમરના માણસ માટે સમજવી.

એક વરસની વયે પૂર્ણ માત્રાનો ૧/૧૨ ભાગ.
બે વરસની વયે પૂર્ણ માત્રાનો ૧/૮ ભાગ.
ત્રણ વરસની વયે પૂર્ણ માત્રાનો ૧/૬ ભાગ.
ચાર વરસની વયે પૂર્ણ માત્રાનો ૧/૪ ભાગ.
સાત „ „ ૧/૩ ભાગ.
ચૌદ „ „ ૧/૨ ભાગ.
વીસ વરસ પર્યંત „ ૨/૩ ભાગ.
વીસ વરસ પછી પૂર્ણ માત્રા આપવી.

બાળકને કેફી અથવા તીવ્ર દવા આપતાં પહેલાં ખુબ વિચાર કરવો. અફીણવાળી દવા ઉપરના પ્રમાણથી પણ ઓછી આપવી.

# અનુક્રમણિકા.

# શુદ્ધી પત્રક.

| પૃષ્ઠ. | લાઈન. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૧૬ | વાસકપુર | વાંસકપુર |
| ૪ | ૨૦ | ના ૨ | ના૦ ૨ |
| ૧૨ | ૧૪ | બોરીક એસીડી | બોરીક એસીડ |
| ૧૨ | ૧૭ | ધુગાડીઆ | લીલા |
| ૪૧ | ૪ | હોય | હોયતો |
| ૪૩ | ૧૯ | દસપૈસા | દસ પૈસાભાર |
| ૪૩ | ૨૬ | તેલ તલનું | તલનું તેલ |
| ૫૭ | ૧૪ | પાાની | પારાની |
| ૫૯ | ૪ | સુળ ૨ ૧ બાર | સુળ ૧૨ બારું |
| ૫૯ | ૧૩ | મીનીમ ૧ | મીનીમ ૧૫ |
| ૬૦ | ૮ | પરાનો | પારાનો |
| ૬૬ | ૯ | કારની | કાસ્ની |
| ૬૮ | ૭ | સખી | સુખી |
| ૭૭ | ૬ | બહુ | ઘણું |
| ૭૭ | ૭ | પગલ | બગલ |
| ૮૩ | ૧૧ | સાધારણ | સાધારણ |
| ૮૯ | ૪ | લાખ | રાખ |
| ૮૯ | ૮ | સદો | સાદો |
| ૮૯ | ૨૮ | એન ૩૬ | ગ્રેન ૬ |
| ૯૭ | ૯ | પડીકાં | પડીકાને |
| ૯૭ | ૨૦-૨૧ | દરમુળ | દશમુળ |
| ૯૭ | ૨૩ | એદરે | એ દરેક |
| ૯૯ | ૨૩ | અદર | અંદર |
| ૧૦૫ | ૨ | આનીપણ | આનીપણ |
| ૧૦૫ | ૭ | અદર | અંદર |
| ૧૦૭ | ૨૨ | ગોળી ૩૨ | ગોળી ૩ |
| ૧૧૫ | ૧ | જંતુઓનુ | જંતુઓના |

સુચના—૪૦ પૃષ્ટમાં ના૦ ૪ ની માત્રા લખી નથી—મટિ માત્રા તોલો ૦ા થી ૧ા બકરીના દુધમાં આપવું.

# જાહેર ખબર.

---

**તાવની રામબાણ દવા**—ગમે તેવો અને ગમે તેટલા વખતનો જુનો રોજીઓ, તરીઓ અને ચોથીઓ, ટાઢીઓ તાવને ૪૮ કલાકમાંથી કાઢી નાંખી આરામ કરે છે. ફાયદો ન થાય તો પૈસા પાછા આપવાની સરત છે. **કીમત** ગોળી ૪૦ નો રૂ ૧-૦-૦

**ધાતુપુષ્ટીની ગોળીઓ તથા ચુરણ**—કીમત ગોળી ૩૨ નો રૂ ૧-૦-૦ ચુરણની ડબી ૧ ના રૂ ૦-૧૨-૦

**દંતમંજન**—ડબી ૧ ના રૂ ૦-૩-૦

**ઉધરસની ગોળીઓ**—કીમત ગોળી ૪૮ નો રૂ ૧-૦-૦

**ઝાડા તથા મરડાની ગોળીઓ**—કીમત ગોળી ૬૪ નો રૂ. ૧-૦-૦

**પ્રમેહ નાશક ચુર્ણ**—આ દવાથી ગમે તેવો સખત પ્રમેહ જલદીથી આરામ કરે છે. બળતરા તથા રસીને જલદીથી નરમ પાડે મિજાજ ખુલાસાથી થાય છે. કીમત ડબી ૧ ના રૂ. ૧-૦-૦

**દાદરની દવા**—ડબી ૧ ના ૦-૩-૦

ઉપર દવાઓ સિવાઈ, કમળાની, અજીર્ણની, આંખનો સુફેદ ચાંદીના મલમ વગેરે હરેક જાતના ઓસડો તૈયાર મળે છે વરધી લખી મોકલેથી મોકલવામા આવશે- બહાર ગામના ઘરાકને રોકડ જ ખર્ચ જુદું પડશે ને વી. પી. મોકલવામાં આવશે.

ઉપરની કોઈ પણ દવા સામટી રૂપીયા ચારની મંગાવનારને મફત પુસ્તક ભેટ આપવામાં આવશે.

મહરકુ ચોપડી વઢવાણ, લીંબડી, અમદાવાદ, ભાવનગર, તથા મુંબઈમાં જાણીતા બુકસેલરોને ત્યાંથી મળશે. તથા કર્તા પાસેથી મળશે.

**વૈદ્ય પ્રેમચંદ લવજી ધ્રુવ.**

**લીંબડી.**